# રજકણ

ધૂમકેતુ



ગૂર્જર • ગ્રંથરત્ન • કાર્યાલય : અમદાવાદ.

# રજકણ



ધૂમકેતુ



દોઢ રૂપિયો

સોલ એજન્ટ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તા; અમદાવાદ.

## પ્રસ્તાવના
[ પહેલી આવૃત્તિ ]

### પેલા મંદિર પાસે જોયું ?

કેટલી વિધવિધરંગી સુંદર માળાઓ ત્યાં દેખાય છે? જેની શાંતસુગંધ અગમ્ય પ્રદેશનું દર્શન કરાવે એવાં કેટલાં મનોરમ પુષ્પો ત્યાં નજરે ચડે છે? રંગ સુગંધ ને રેખા ત્રણેના આંતરિક સુમેળને લીધે જેમને નામ આપતાં નામ ન જડે—એવાં અસંખ્ય મનોહારી પુષ્પો ત્યાં વેરાયલાં પડયાં છે. તો, જુઓ માતાના ચરણની માત્ર રજ લેવા કેટલાં બધાં મનુષ્યો તલસી રહ્યાં છે!

ઘનસુગંધવાળાં પુષ્પોની માળા, માને કંઠે ધરવા કોઈ આગળ આવે છે, કોઈ શાંત સુગંધી ફૂલોની માળા માને ભેટ ધરે છે, કોઈ માત્ર એક જ વિશાળ સુંદર ફૂલ માના ચરણમાં મૂકે છે, કોઈની પાસે ફૂલના ગુચ્છ છે; તો કોઈક વળી થોડાંક ફૂલ ખોબામાં જ લઈને ઉભા છે.

અને પ્રજ્ઞાપારમિતાના ચહેરા પર શોભે એવા શાંત સ્મિતભર્યા મૌનથી મા સૌને પ્રોત્સાહન આપે છે.

પણ પેલો મોડો પડવાથી દોડતો, સૌથી છેલ્લો આવેલો, લઘરવઘર, નિસ્તેજ, અકિંચન આદમી જોયો, ? એના ચહેરા પર માને નજરોનજર જોવા માટે કેટલી બધી વેદના દેખાય છે! માનાં મંદિરદ્વાર બંધ થવાની તૈયારીમાં છે. દર્શનનો સમય પૂરો થવા આવ્યો છે. એ ભલે દોડે પણ એ મોડો પડયો છે. ઠેસ વાગીને એ તો નીચે પણ જઈ પડયો. એનાં ગરીબનાં થોડાંક ફૂલ હતાં તે પણ વેરાઈ ગયાં અને આ . . . હ . . . મંદિરનાં દ્વાર પણ દેવાયાં!

એકઠી મળેલી મેદનીમાંથી કેટલાકે ઉપહાસ કર્યો; કોઈકે બેદરકારીભર્યું મૌન રાખ્યું; કેટલાકે જોયું ન જોયું કર્યું.

ખોટું આશ્વાસન આપવા ખોટું સ્મિત પણ ક્યાંક ક્યાંક ફરક્યું; કોઈક કેવળ અંતરમાં જ છાનું છાનું હસી રહ્યા. પણ સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો. કોઈ દિવસ નહિ ને આજે માતાએ પોતે પોતાના હાથે ફરીવાર દ્વાર ઉઘાડ્યું અને આખી મેદનીની પાર જ્યાં પેલો નિસ્તેજ, લઘરવઘર, અકિંચન, અજાણ્યો, પિછાનવિનાનો આદમી ઊભો હતો, ત્યાં નજર કરી. માતાની દૃષ્ટિ જે તરફ ઠરી હતી તે તરફ જોવા મેદનીએ નજર ફેરવી.

પેલો અકિંચન અજાણ્યો આદમી, ફૂલો વિનાના એના ખાલી હાથ જાણે ફૂલોથી ભરેલા હોય તેમ, માતાને અર્ઘ્ય આપવા હાથ ઊંચે આગળ ધરી રહ્યો હતો. એમાં ફૂલ ન હતાં એમ એ જાણતો હતો; છતાં એમાં ફૂલ હોય ને સ્વીકારતાં હોય તેમ માતા અર્થભરેલું આછું સ્મિત કરી રહ્યાં હતાં ! અને એ જોઈને એની આંખમાંથી આનંદનાં અને વેદનાનાં આંસુ વહી રહ્યાં હતાં !

મુગ્ધ બનેલા સૌએ માતાને ફરી નિહાળવા પાછી નજર ફેરવી પણ ત્યાં તો મંદિરનાં બંધ થતા દ્વારની પાછળ જરા દેખાતો—જરા ન દેખાતો—માતાનો ચહેરો અદૃશ્ય થતો હતો !

બીજી આવૃત્તિ પ્રસંગે.

પહેલી આવૃત્તિમાં આપેલા લાંબા નિબંધો ને લેખો જુદા કાઢી નાખ્યા છે. અને આવૃત્તિને તદ્દન નવું રૂપ આપ્યું છે. લગ્ન પ્રસંગે ને પ્રાસંગિક ભેટોમાં આ પુસ્તકનો ઉઠાવ થાય છે એમાં આ ફેરફાર રુચિકર જણાશે. કાગળની અસહ્ય મોંઘવારીમાં આવૃત્તિ બહાર પાડવી પડી એટલે કિંમતમાં જુજ ફેર જણાશે.

એપ્રિલ, ૧૯૪૨.

ધૂમકેતુ

ન રૂપ કે રંગ સુગંધ આમાં,
વૈવિધ્યવાળી રચના મળે નાં;
છતાં ધર્યાં એમ વિચારી તારે,
પાદામ્બુજે ચરણ અંકિત ભાગ્ય પામે.

દેખીએ કરતી હૈ રુસવાયે જમાના ક્યા ક્યા
મુજકો યહ ચાહ મેરી, તુજકો યહ સૂરત તેરી.

✦

ગર ફરિશ્તાવશ: હુઆ કોઈ તો ક્યા
આદમીયત ચાહિયે ઈન્સાન મેં.
જિસને દિલ ખોયા ઉસીકો કુછ મિલા
ફાયદા દેખા ઈસી નુકસાનમેં.



## લેખકની અન્ય કૃતિઓ

**નવલકથાઓ**

રાજમુગટ [ બીજી આવૃત્તિ ]
પૃથ્વીશ [ બીજી આવૃત્તિ ]
મલ્લિકા
અજિતા
પરાજય
ચૌલાદેવી
રાજસંન્યાસી

**નવલિકાસંગ્રહો**

•તણખા [ પાંચમી આવૃત્તિ ]
તણખા મંડળ બીજું [ ત્રીજી આવૃત્તિ ]
તણખા મંડળ ત્રીજું [ બીજી આવૃત્તિ ]
તણખા મંડળ ચોથું [ બીજી આવૃત્તિ ]
પ્રદીપ [ બીજી આવૃત્તિ ]
અવશેષ [ બીજી આવૃત્તિ ]
ત્રિભેટો

**ગદ્યકૃતિઓ**

રજકણ [ બીજી આવૃત્તિ ]
•જલબિંદુ
•જીવનરંગ [ બીજી આવૃત્તિ ]
સર્જન અને ચિંતન

**નાટક સંગ્રહ**

ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો

**જીવનચરિત્રો**

પરશુરામ [ બીજી આવૃત્તિ ]
નરકેસરી નેપોલિયન [ બીજી આવૃત્તિ ]
હેમચંદ્રાચાર્ય

**કટાક્ષી હાસ્યકૃતિ**

પાનગોષ્ઠી
પ્રવાસ વર્ણન
પગદંડી



હજારો દિવસમાંથી એક જ દિવસ મને યાદ છે :પ્રકાશનો અને પ્રેમનો.

રોવું હોય ત્યારે હું એકાંત શોધું છું : હસવું હોય ત્યારે મિત્રો.

સમુદ્રને કિનારે તારો પગરવ કેમ સંભળાય છે? બધે જ તું છે એટલા માટે, કે બીજે ક્યાંય તું નથી, એટલા માટે?

ચાંદની જેવી કીર્તિ આવે કે અંધારા જેવો અપ-યશ આવે, મિત્રો નિંદે કે મૂરખા વખાણે, કાંઈ જ ફિકર નથી : જ્યાં સુધી કલ્પનાની રાણી હસે છે, ત્યાં સુધી મારું પ્યાલું છલોછલ ભર્યું છે.

કોઈ નામ માટે જીવે છે, કોઇ લક્ષ્મી માટે જીવે છે : કોઈ સ્ત્રી માટે જીવે છે : નીલાછમ ટેકરાઓ ઉપર કાંઈ પણ હેતુ વિના રખડવા માટે તો હું એકલો જ જીવું છું.

૨ જ ક ણ

ઊંચામાં ઊંચાં શિખર ઉપર બેસવા માટે હું એક હજાર જિંદગી ગૂમાવવા તૈયાર છું: પણ શરત એટલી કે તે ઊંચામાં ઊંચું હોવું જોઈએ.



મધરાતે સમસમાકારમાં એ શબ્દ સાંભળ્યો છે? આત્માનો અવાજ એટલો જ શાંત ને તીવ્ર હોય છે.

ઘણી વખત રાત્રિ ગંભીર હોય છે, અને ચળકતા તારા તેને વધારે ગંભીર બનાવે છે; ત્યારે એક જ અણઉકલ્યો સવાલ હૈયે આવે છે: 'આ બધું શા માટે?'

દુનિયાનું મોટામાં મોટું કરુણનાટક તો માણસના હૃદયમાં હરપળે ભજવાય છે.

દુનિયામાં ઘણા પ્રકારની મીઠાશ છે: પણ છાના દર્દની તોલે આવે એવી એકે નથી.



વિયોગનાં આંસુને ચૂમનાર બાળક છે ત્યાં સુધી ફિલસૂફીનાં થોથાં કોણ ઉઘાડે?

સ્વર્ગમાં ને પૃથ્વીમાં બહુ ફેર નથી. શ્રમ ને પ્રેમ બે સાથે હોય એટલે સ્વર્ગ થઇ રહે. એ બે જુદાં પડે એટલે પૃથ્વી બને.

નીરસ સંયમ એ આપઘાતનું ધર્મમાં વિંટેલું નામ છે.

આવેશ જ્યારે ઉલ્લાસનો ઝભ્ભો પહેરે છે ત્યારે, અને પુરાણી જ્યારે એક જ સૂરે કથા વાંચે છે ત્યારે, એક અદૃશ્યમૂર્તિ ધીમે ધીમે સંતોષથી હસે છે: અને તે મૂર્તિ સેતાનની છે.

નિરાશાના સમુદ્ર જેવા મોટા રણમાં તને સંભારી સંભારીને રડવાની જે મજા મળે, તે મજાની ખાતર, હું ધોળાં ફૂલ, રૂપેરી ચાંદની, અને કોયલનો સૂર ત્રણે જતાં કરું.

હું નિરાશ થયો છું ?–પરાજયથી હાંફી ગયો છું ? ના, એવું કાંઈ જ નથી. પ્રેમના સમુદ્રમાં પડેલું, ઝેરનું એક બિંદુ ધોવા માટે, આટલી જહેમત ઉઠાવી રહ્યો છું.

એણે કહ્યું કે તમે નિરાશાવાદી છો. મેં કહ્યું કે સાથે બેસીને ઘડેલું સ્વપ્ન છિન્નભિન્ન કરનાર કોઈ મિત્ર તમને મળ્યો નથી.
એણે કહ્યું કે તમે દુઃખથી હાર્યા છોઃ મેં કહ્યુ કે તમે વિશ્વાસભંગ અનુભવ્યો નથી.
એણે કહ્યું કે તમે મનુષ્યને ધિક્કારો છો. મેં કહ્યું કે મીઠી જબાનવાળા, વિવેકી મનુષ્યનો તમને પરિચય નથી.





**મ**ને બે ચીજ સૌથી વહાલી છે: શ્રમ અને દુઃખ. દુઃખ વિના હૃદય નિર્મળ થતું નથી : શ્રમ વિના મનુષ્યત્વ સમજાતું નથી.

**પ**રાજય ? – પરાજયથી તો હું ભડકતો નથી. નાના નાના વિજય જોઈને ગભરાટ છૂટે છે. એવા નાના નાના વિજયમાં સંતોષ માનીને, પરાજયનો આનંદ ગુમાવનારા ઘણા હોય છે, એવો તો હું નહિ બની જાઉં ના ?

**પા**નખર ઋતુ જોઈને વૃદ્ધાવસ્થા યાદ આવી. પણ છેક છેલ્લી ટોચે, સુંદર પ્રભાતના રંગ જેવી, કુમળા પાનની ટીશી કયાંથી ?

જેણે જીવનમાં વિરહ
અનુભવ્યો નથી, એણે
જીવનની મીઠાશ પણ
ક્યારે અનુભવી છે?

દિવસે તો, ફિલસૂફ
જેવા ભાવહીન આકાશ
કરતાં મોજમાં ઉછળતો
સમુદ્ર વધારે સુંદર
લાગે છે. પણ રાત્રે?



**પ**વિત્ર સ્ત્રીના પડછાયામાં ઊભા રહ્યા પછી આ કલાકારને એવું તે શું ઘેલું લાગ્યું છે કે કલાની વાતો કરે છે? કલાની સાન્નિધ્યમાં તો એ ઊભો જ હતો.

હું ગાંડો છું?—ઉદ્ધત છું? ના; વધારે સ્પષ્ટ છું. એમાં સ્નેહ નહિ હોય. પણ સિદ્ધાંતવાદી વળી, સ્નેહનાં રમકડાંથી રમે ખરો?

**ત**મે કલાની વાત કરો છો?—હાં, હાં, સમજ્યો. એવી વસ્તુ, જેને લોકો જીવનમાંથી બહાર કાઢે છે:

રજકણ

અને પ્રદર્શનમાં જોવા જાય છે. એજ કલા કે?–

**મેં** તો ઇશ્વર પાસે આટલું જ માગ્યું હતું: હમેશાં આનંદી–મોજીલું એવું હૃદય ન આપતો, થોડું ઘણું વિષાદમય અંતર પણ આપજે. ઇશ્વરે સ્પષ્ટ ના પાડી. 'અલ્યા તારે જીવનનો અમૂલ્ય રસ 'વિષાદ' જોઈએ છીએ ?– એ તે ક્યાંય મગાતો હશે ?– એ તે માગ્યે મળે પણ ખરો ? એ તો તારા જીવનમંથનનું રત્ન છે અને તે તું જ શોધી લેજે. જેને જેને એ રત્ન, આનંદસાગરને તળીએથી મળ્યું છે તેને જીવનભર બીજી કાંઈ વાંછના રહી નથી: તેમને મન અંતરનો ઘેરો વિષાદ એ જ જીવનસર્વસ્વ બની રહેલ છે.

**તું** આવજે એમ મેં ક્યારે કહ્યું ?– તું ન આવવાનો સંકલ્પ કરી રાખજે.



મારી વાટ જોવાની ધીરજ પાસે, તારી વાટ જોવ-રાવવાની શકિત નમે એ તો મારા જીવનસંગ્રામનો પાયો છે. તું આવજે એમ વિનતિ કરીને હું કાંઈ જીવનનો પાયો ખોદી નાખું ? તું ન આવતી– ન આવતી– કલાની અધિષ્ટાત્રી– ન આવતી.

જે મજા સંગ્રામમાં છે તે મજા ખોઈને મૂરખાઓ વિજય વાંછે છે !– વાંછવા દો. વિજયના જેવો મોટો પરાજય જોઇને કોણ નથી પસ્તાયું ?

તમે સુખને શોધો છો ?– શોધો મા, એટલે સુખ તમને શોધશે.

જીવનની સર્વોત્તમ પળ જાણવી છે ?– બધી જ પળ સર્વોત્તમ છેઃ અથવા એકે નથી.

મશ્કરી શા માટે કરો છો ?– માનપત્ર એ પણ



ક્રૂર મશ્કરી જ છે નાં ?

વિલાસને કલા માનો; નિષ્ક્રિયતાને આનંદ ગણો; અસમાનતાને ગૌરવ લેખો; વ્યવહારને 'ધર્મ' સમજો. ક્રાન્તિનાં બીજ તમે રોપી ચૂક્યા. હવે માત્ર એના ફળની જ રાહ જૂઓ.

ઝાડનાં સૂક્કાં ઠુંઠાં બોલી ઊઠયાં:
'—શું જોઈને હસો છો ?—શું અમારાં પાન વિનાનાં ઠુંઠાં શરીર જોઈને તમને મશ્કરી કરવાનું સૂઝે છે ? તમારું નિત્યનું ધ્યેયવિનાનું જીવન નિહાળોને, એ પણ એવું જ છે.'

'—અમે પણ એકાંત રાત્રિમાં ક્યારેક એ જોઈને હસીએ છીએ ખરા.'



પેલા એકલ ડોકલ થાકયા

મુસાફરે નહિ જેવી લીલોતરી જોઈને આશ્વાસન મેળવ્યું: ધર્મમંદિરનો પાયો નાખનાર ત્યાં કોઈ હતું નહિ એટલું જ. બાકી મંદિર તો ત્યાં હતું જ.

જીવનનો આનંદ માણવાની એક જ સાચી રીત છે: મનુષ્યની સઘળી નબળાઈઓ કોઈપણ હેતુમાંથી જન્મે છે એમ ન માનતાં 'અજ્ઞાન'માંથી જન્મે છે એમ માની લેવું.

ઘણા મનુષ્યોને લક્ષ્મીનો મોહ હોય છે: એનો પ્રેમ બહુ થોડાને છે; લક્ષ્મી ઉપભોગનું જ સાધન છે એવી માન્યતા ઘણાની છે: એનો ઉપયોગ પણ હોઈ શકે એ માન્યતા બહુ થોડાની છે.



૨૪ ફણ

તું મારું સર્વસ્વ લૂંટી જાય, એથી મને શું? દુનિયા વિવિધ વસ્તુઓથી ભરી છે, અને વસ્તુઓ પાછી મળશે. તું મારા વિચારો વેડફી નાખે તેથી પણ મને શું? વિચારો આવે છે, જાય છે, ઘડાય છે, પાકા થાય છે ને પ્રગટે છે. પણ તું મારૂં સ્વપ્ન હતું ન હતું કરે, ભલેને એ ખોટું હતું, પણ એ 'ખોટુ' હતું એમ તું સમજાવે. ત્યારે તો મારે માટે એક જ આશ્વાસન બાકી રહે છે. હું જ્યાં ઊભો હોઉં, નદીને કિનારે, દરિયાને કાંઠે, જંગલની પગદંડી ઉપર કે પર્વતની ટોચે—ત્યાં જ સ્વપ્નસ્થ બની જાઉં. જાણે એ સ્વપ્નાની સાથે જ હું જન્મ્યો હતો, અને સ્વપ્નાની સાથે જ પાછા ફરવાનું નિર્માણ હતું.

હસો છો?—હસો: ભૂતકાળમાં નજર નાખવાની જેને ટેવ નથી, તક નથી કે વખત નથી એ સઘળા જ હસે છે. હસવાના પણ પ્રકાર છે. નિર્દોષ બેદરકાર ભર્યું જીવનની અફળતાને પણ એક અટ્ટહાસ્યથી ઉડાવી દેનારું રામબાદશાહી હાસ્ય: અને પાંચ રૂપિયાના



રજકણ

'પ્રમોશન'થી ભજીયાં ઉડાવી, ચાનો પ્યાલો હાથમાં રાખી, ઘડીએ ઘડીએ અતિતૃપ્તિ ભર્યું કારકુનીહાસ્યઃ અને એવાં ઘણુંક.

આકાશી તારાઓ! તમારામાં કોઈ પણ એવો નથી જેણે એકલી મુસાફરી કરી હોય?
ત્યારે તો તમે પણ અમારા જેવા સાધારણ તત્ત્વના જ બનેલા છો.
મિત્રો! તમે જ જગતતાપની ઉષ્માનાં ઠરેલ અશ્રુબિન્દુ છો?
તમે જ હજારો યુગનાં ધ્વનિ કાવ્યો છો?
તમે જ એ નહિ જેના પ્રતિબિંબને વીણવા માટે રાજહંસો પણ શ્રમ લેતા?
તમે દુનિયાને નિરંતર જોતા આવો છો, તમે એની હજારો ને લાખો વર્ષોની યાતનાઓ, મહેચ્છાઓ,



આશાઓ, ને આનંદો નિહાળ્યાં છે, ત્યારે તો તમને જ પૂછી લઉં મિત્રો! કે તમને આટલાં વર્ષોના જીવનમાં કઈ પળ ફરી ફરી યાદ આવે છે? તમને પણ સંસ્મરણોની મધુરતા તો સ્પર્શી શકતી હશે નાં?

એટલે જ જાણવા માગું છું આકાશી પુષ્પો! કે પરમસત્યમાં રહેલી સંતોની શ્રદ્ધાએ તમને અજવાળ્યા કે તમે એમને માર્ગ દેખાડ્યો?

તમને પૂછું છું– અંધારી રાતના આકાશી તારાઓ! તમને પૂછું છું.

વૈભવ શબ્દ ઘણી વખત સાંભળ્યો હતો, પણ એનો અર્થ તો એક દિવસ અચાનક જ સમજાયો. હિમાલયની પગદંડી–સૌંદર્યની રેખા જેવી–લાંબે લાંબે પન્થે દોરી રહી હતી. 'હજી ચાલ્યો આવ, હજી ચાલ્યો આવ.' એમ



ત્રી રહી હતી.

વધારે—જરાક વધારે—એવી મોહનિદ્રાએ તો યનાં જીવન વેડફી નથી નાખ્યાં ?

પગદંડી આમન્ત્રી રહી, અને લાંબે પન્થે થતું જ ગયુ.

થાક લાગ્યો. ભૂખ લાગી. ગિરિશૃંગને સાદા ઝરણા પાસે બેસી ગયો.

પહાડી નીકળ્યો. તેની પાસેથી એકાદ ફળ માગી લીધું.



—એ ફળમાં એટલો સ્વાદ હતો—કે એવો સ્વાદ ઘણાને આખા જીવનમાં પણ નહિ મળતો હોય.

ત્યારે જ લાગ્યું કે વૈભવ માત્ર સાચી જરૂરીયાતમાંથી જ જન્મે છે, વસ્તુસંગ્રહમાંથી નહિ.

—ત્યારે જ લાગ્યું કે વસ્તુસંગ્રહ—વસ્તુઓનો ઠઠારો—જેને લોકો વૈભવ કહે છે, એ તો હલકા પ્રકારનો વિલાસ છે.
—અને ત્યારે જ સમજાયું કે વૈભવ જેટલો એક ફળની પ્રાપ્તિમાં હોય, તેટલો રત્નલાભમાં ન પણ હોય.

મુશ્કેલી મેળવવામાં નથી, સાચી રીતે વાપરવામાં છે.

જરુરીઆત વિનાનો શબ્દોચ્ચાર એ કેદખાનું નથી કે લોકો સળિયાનાં કેદખાનાં કરતાં હશે?

શક્તિમાં જ માનનારાઓને ઉપહાસ તરફ નજર કરવાની ફુરસદ પણ હોય?

મેં અંધાપો માગ્યો હતો, ધ્યેય સિવાય બીજે



દૃષ્ટિ જાય નહિ માટે.
અને તેં આપ્યો, ધ્યેયનું જ દર્શન થાય નહિ માટે.
હવે ધ્યેય ન દેખાય તો કાંઈ નહિ, મારી નજર આગળનું એક પગલું સ્પષ્ટ દેખાય એટલું તો કરી દે. અને તે હસ્યોઃ 'ભલા માણસ! એક એક કરીને અનંત પગલાં ભરવાની શક્તિ એનું નામ જ ધ્યેયદર્શન. અનંત પગલાંને છેડે ધ્યેય છે, એવું ખોટું તને કોણે બતાવ્યું? ધ્યેય તો પહેલા અને બીજા પગલાની વચ્ચે જ છે.'

અરે! ગુલાબની પાંખડી જેવા પંખી! તારે પણ વિરહનાં આંસુ ને વિયોગની રાત્રી છે?
તારી નાની સૃષ્ટિમાં પણ પ્રેમની ભસ્મ અને આશાનાં રુદન ભર્યાં છે?
તને ડોકું હલાવી હા પાડતું જોઈ મને કેટલો આનંદ થાય છે!
આવા એકાકી અંધારઘેરા જંગલમાં તું પણ તારી અનોખી સૃષ્ટિ જાળવી રહ્યું છે? ત્યારે તો તું મારા કરતાં વધારે અનુભવી હશે.
ત્યારે તું જ મને કહે કે આ લાંબી લાંબી



પગદંડી—જ્યાં હું ઊભો છું ત્યાં જ વધારે મજાની છે કે છેડે ?

'મિત્રો ! પ્રશંસા નહિ કરો કાં ?
'અને પ્રોત્સાહન પણ નહિ ?
'ત્યારે મૌન રાખશો ?
'એ પણ નહિ, કાં ?
'ત્યારે તો એક જ માગણી રહી.
થોડીક નિંદા કરશો ? મને એટલા માર્ગદર્શનની જરૂર છે.'



જાગ્રતિની એક પળ માગી હતી; નિદ્રાધીન જીવનનાં હજારો વર્ષો નહિ.

'મેં મૃત્યુ મોકલ્યું નથી; મારે ત્યાં મૃત્યુ છે પણ નહિ. જમરાજા એ તો તમારી કલ્પના છે.'
'ત્યારે ?'
'તમારે ત્યાં જે જુલ્મ છે, તેણે જમની કલ્પના કરાવી, એણે જ મૃત્યુનું નામ ફેલાવ્યું.'
'જમથી ડરવાનું છોડી દો. તમારે ત્યાં જે જુલમ હોય–જુલમી હોય–એને દફે કરો. એ જ જમ છે: મારે ત્યાં જમ નથી.'

વિશ્વક્રમમાં અશક્તિ નામે શબ્દ નથી: અજ્ઞાન છે.

શક્તિ વિના કેળવેલો એનો સંયમ જોઈને કેટલાંક ગધેડાં હસ્યાં: 'અરે ભાઈ! તમે પણ ઠીક છો! અમને જ નાતબહાર રાખો છો.'



પ્રગતિનું માપ—મનુષ્ય જીવનમાં કેટલો 'અર્થ' રહેલો છે—એના ઉપર છે. ઘણાખરાના જીવનમાં આકાર, રચના, રૂપ હોય છે, પણ 'અર્થ' હોતો નથી.

'અરે પ્યારા ફૂલ! તું તો સાંજ પહેલાં ખરી જાશે!'
અંદરના આનંદથી સ્મિત કરતું હોય તેમ હસીને ફૂલ બોલ્યું: 'પણ જીવનની સુગંધ ફેલાવીને નાં?'

લાખો માણસ હણાઈ જાય એવું લોહીભીનું યુદ્ધ એ પણ એક વખત તો માત્ર ભાવનાના બીજ રૂપે જ હતું.

ચારે તરફનાં ઘોર અંધારાં જ્યારે શાંત ઊભાં રહી જાય છે, ત્યારે અનંત માર્ગના એકાદ છેડેથી, જાણે ધીમો, શાંત, મૃદુ અવાજ આવે છે: 'ભાઈ! તું ઊભો છે ત્યાં જ રહેવાનો હો તો તો અમારામાં જ આવી જા, કે વિશ્વની અનંત રચનાઓમાં

આપણે પણ ક્યાંક વણાઈ જઈએ. આગળ જા, અથવા અદૃશ્ય થા કે જેથી બીજાને માર્ગ મળે.'

કુદરતમાં નિરવધિ પ્રેમ ભર્યો છે માટે જ એ પોતાના નિયમનું કડકમાં કડક પાલન માગે છે.

મનમાં આવેલા હરકોઈ વિચારને પરિશુદ્ધ કરીને જીવનમાં વણી લેવાની તાલીમ એનું નામ સંસ્કાર. અર્થવિહીન અનેક શબ્દોનો ભંડાર એ કેળવણી પણ નથી; અને સંસ્કાર પણ નથી.

સંસ્કારી મનુષ્ય શબ્દને પવિત્ર સમજે છે, એનું બળ જાણે છે; અને એને બહાર પાડતાં પહેલાં, હૃદયસરોવરમાં શુદ્ધ કરે છે.



જે માણસ આવા અનેક પવિત્ર તેજસ્વી શબ્દો પ્રજાને આપે છે--વાપરવા માટે ને વ્યવહારમાં ચલાવવા માટે–તે માણસ કવિ છે. કારણ કે તે પોતાનું આંતરજીવન પણ બીજાને માટે જીવે છે.

જીવનનો સાચો મર્મ સમજનાર મનુષ્ય હરકોઈ પળે મૃત્યુને માટે તૈયાર હોય છે.

કાર્યની પિછાન થયા વિના મૃત્યુ આવે એની પરવા નથી; કાર્ય કર્યા વિના પિછાન આવે એની જ

ચિંતા છે. એક મિત્ર કહે છે તેમ સિદ્ધિ વિનાની પ્રસિદ્ધિ.

પ્રતિષ્ઠા ?—હા, કેટલાક મૂર્ખાઓ એમાં અમરત્વ જુએ છે ખરા.

ભૂતકાળના વૈભવ પર રાચવાની, અને વ્યાજ ઉપર નભવાની—બન્ને સ્થિતિ હણી નાખે છે; પહેલી પ્રજાને, બીજી વ્યક્તિને.

ઈતિહાસને પાને નાના માણસોનાં મોટાં કામ જ નોંધાયાં છે; મોટા માણસોનાં સાચાં કામ તો વણનોંધ્યાં જ રહે છે. એ વણનોંધ્યાં રહે છે માટે જ સાચી રીતે મોટાં છે.

માણસ પોતાની જાતને ઘસ્યા વિના જે કાંઈ કરે—દાન, દયા કે સહાય—એ સઘળું વિલાસના પડછાયા જેવું છે.



આ જમાનો કે કોઈ પણ જમાનો ફેરવી નાખનાર માત્ર બે જ શક્તિ છે: મૂંગી સેવા ને ઠંડી શૂરવીરતા.

ભૂતકાળનાં જૂનામાં જૂનાં સાધનોથી માંડીને નવામાં

નવી શક્તિની પૂરી પિછાન હોય છતાં ક્યાં કેનો કેટલો ઉપયોગ કરવો એવી ઊંડી સંયમ ભરેલી વિવેકશક્તિ જ પ્રજાનું માનસ ઘડી શકે, વાળી શકે, ફેરવી શકે અને એને નવું રૂપ આપી શકે.

કવિતા ?—કેટલાક માને છે ખરા કે એ કવિહૃદયમાં વસનારી સ્વપ્નમૂર્તિ છે. ખરી રીતે તો જીવન-સંગ્રામમાંથી મેળવેલી એ પણ એક શક્તિ જ છે.

વિજયમાળાનાં ઘણાંખરાં મોતી ખોટાં ફટકિયાં છે; સાચાં મોતી તો પરાજિત યોદ્ધાની આંસુવિનાની આંખમાં હોય છે.



કેટલાક મોટા ગણાવા માટે મથે છે; કેટલાક મોટા થવા માટે મથે છે; પહેલો વર્ગ જિંદગીનો વેપાર કરે છે. બીજો વર્ગ જિંદગી ઘડે છે.

લોકો એમ માને છે કે સૌંદર્ય, શોભા, કવિતા, કલ્પના, સાહિત્ય, ચિત્ર, શિલ્પ, એ સઘળામાં રસ લેવો એનું નામ કલા-

૨ જ ક ણ

વૃત્તિ છે; ખરી વાત એ છે કે એ સઘળાંને જીવનમાંથી રસ આપવો એનું નામ કલાવૃત્તિ છે. લોકો કલામાં પણ શોખ જૂએ છે, ખરી રીતે તો એમાં વિકાસ જોવો જોઈએ. કલા એ શોખની વસ્તુ છે જ નહિ. એને ભીંતે રાખીને નિરખવાની રમત એ તો શ્રીમંતોની ચંચલવૃત્તિનો પડઘો માત્ર છે. ખેલાડીને મન ખેલ એ જેમ જીવનનિર્વાહની, જીવનસંયમની, જીવનવિકાસની સાધના, તેમ જ કલાનું હોવું જોઈએ. એમાં જીવનનિર્વાહ, જીવનસંગ્રામ, જીવનવિકાસ ત્રણે ધ્યેય મૂર્તિમંત બનવાં જોઈએ.

નબળાઈનાં આંસુ! તમે કવિતારૂપે કાં વહો? ગુપ્તવિકારના અગ્નિબિંદુ! તમે જ કલારૂપે રહેશો? ન જીવેલા જીવનના પડઘા! તમારું નામ જ કલ્પના?

જે આંસુ વજ્ર જેવા હૃદયમાંથી વહે છે એ કવિતા રચે છે; વિલાસની ભસ્મમાંથી સરજેલી સૌંદર્યમૂર્તિ કલા ઘડે છે; અને જ્ઞાનશક્તિના અભાવે જે સ્વપ્ન કોઈએ જોયું પણ નહિ એ સ્વપ્ન જેણે સાચું કરી બતાવ્યું એને કલ્પનાની રાણી કહે છે. કવિતા, કલા અને કલ્પના—જીવનનાં એ ત્રણ પરમ અમૃતબિંદુ છે.



અનેક પ્રશ્ન અને અનેક પંથમાંથી, જે માણસ

ર જ ક ણ

પોતાની એક નાની સરખી કેડી શોધી કાઢે છે, તેને જ જીવન-અરણ્યનો છેડો દેખાય છે.

સાધુપુરુષો જેને રેતીના કણ માને છે તેને જ —સામાન્ય મનુષ્યો સોનાની રજ ગણે છે. એટલે સાધુપુરુષો મહત્ત્વાકાંક્ષાને ઠોકરે મારી મહત્તાની શોધ કરે છે; ને સામાન્ય મનુષ્યો મહત્તાને ઠોકરે મારી મહત્ત્વાકાંક્ષામાં રાચે છે.

જે બળની કોઈ ગણતરી કરી શકતું નથી તેનું નામ શ્રદ્ધા.

પૃથ્વીના પટ ઉપર જેટલા કીર્તિસ્તંભો ઊભા છે, એના કરતાં અનેક ગણા વધારે કીર્તિસ્તંભો પૃથ્વીના પેટાળમાં છે. એ અણલખ્યા ને અણરચ્યા કીર્તિસ્તંભો જ દુનિયામાં સાચી જીવન સુગંધ ફેલાવે છે.



જે કોયડો અણઉકેલ્યો પડ્યો હોય તેનો ઉકેલ

કરવા મથવું એ માનસ સાચો પુરુષાર્થ બતાવે છે. એમાં અશક્યતા જોવી એ આંધળી શ્રદ્ધાનું લક્ષણ છે; એનો ઉપહાસ કરવો એ અભિમાનભર્યું અજ્ઞાન દેખાડે છે. સામાન્ય માણસ કાં તો નમે છે અથવા મશ્કરી કરે છે. અસામાન્ય માણસ જ એનો ઉકેલ કરવા મથે છે.

પવિત્રતા–ધર્મ–અને પુરુષપ્રયત્ન એ ત્રણેને જુદાં જુદાં માનનાર એકેને માનતો નથી.

જીવનસંગ્રામ અને જીવનશોધન બન્ને એક જ પરિસ્થિતિનાં બે અડધિયાં છે.

કાદવમાં જન્મ પામવો એ અકસ્માત છે: એમાં મહત્તા પણ નથી, અને લઘુતા પણ નથી. પણ એમાંથી કમળ બનવું એમાં ખરી ખૂબી છે.



આકાશગંગા કેટલાક માને છે કે પવિત્રતાનો આછો પ્રવાહ છે; બીજા કહે છે કે ધર્મનાં રેખાચિત્રો છે; ખરી રીતે તો એ પુરુષ–પ્રયત્નનો તેજોરાશિ છે.

૨ જ ક ણુ

માણસ ગમે તે કામ કરે, કડિયાનું, કારીગરનું કે કલાકારનું, પણ જ્યાં એનું હૃદય આનંદ પામતું નથી, એ દરેક કામ એને પોતાને મનુષ્ય તરીકે નીચે ઉતારે છે.

જે મનુષ્ય પોતાના વિષે કોઈપણ દિવસ ચિંતન કરતો નથી, તે વર્ષોનાં વર્ષો જીવે છતાં કાંઈ જ કરતો નથી.

ઘણાં ખરાં મનુષ્યો આખો દિવસ કામ કરે છે, ઘણાં ઉદ્યોગી હોય છે, પણ એ ઉદ્યોગ આળસને કેમ સારું કરી દેખાડવું એવો જ હોય છે. એ ઉદ્યોગને મુકાબલે નિરુદ્યોગીનું એકાંત ચિંતન વધારે સારું.

જેને જાણવાની ઇચ્છા થાય એણે પોતાનું જીવન પહેલું જાણવું. સઘળું જાણવાનું ત્યાંથી જ શરૂ થાય છે.



જેણે કોઈ દિવસ અમુક પરિસ્થિતિ પસાર કરીને નૈતિક બળની તુલના, પોતા પૂરતી કરી નથી, તે મનુષ્ય નીતિમાન–અનીતિમાન કાંઈ નથી: તેનામાં અનીતિની ગેરહાજરી એ સદ્ગુણ નથી;

પણ અજ્ઞાનનો દુર્ગુણ છે. કસોટીએ ચડાવ્યા વિનાનું કહેવાતું નૈતિકબળ–એ યંત્ર જેવી જડ અવસ્થા છે. એ વખતે તારે, પણ ઘણું ખરું તો ડુબાડે.

જે વિશુદ્ધ આનંદ પોતાને મળ્યો, તે બીજાની પ્રાપ્તિ માટે શક્ય બનાવવો એ કલાકારનો ધર્મ છે.

આ જ સત્ય છે, અને બીજું સત્ય નથી; એમ કહેવામાં જ અસત્યનો અંશ છે.

પોતાનામાં દોષ નથી એમ ટેવથી માનનારો મનુષ્ય ગમે તેટલો વિદ્વાન હોય પણ અભણ જ છે; જ્યારે પોતાનો માત્ર ભલે એક જ દોષ જોઈને, એ દોષને કાઢવા મથનારો મનુષ્ય અભણ છતાં વિદ્વાન છે.

જે વાચન ચિંતન પ્રેરે નહિ, તેમ જ જે વાચન ચિંતન માટે હોય નહિ, તે વાચન, જેવું દારુનું, બીડીનું, તમાકુનું વ્યસન છે, તેમ નિરુદ્યોગીનું વ્યસન છે. ઘણાં ખરાં મનુષ્યો વ્યસન તરીકે જ વાંચે છે.



હૃદય દૌર્બલ્યમાંથી જન્મેલો સંતોષ, મનુષ્યને તૃપ્તિનો આનંદ આપતો નથી, અને અજ્ઞાનથી મળેલા દારિદ્ર્ય તરફ જડતાભરેલી શ્રદ્ધા પ્રગટાવે છે. સંતોષ



એ મનુષ્યનો પરમ મિત્ર છે: અને એના જેવો ભયંકર દુશ્મન પણ બીજો કોઈ નથી.

જે મનુષ્ય હમેશાં સંસ્કારી બનવા પ્રયત્ન કરી રહ્યો છે, તે જ ખરી વિદ્યાનો ઉપાસક છે.

કસોટી પર ચડ્યે જે સોએ સો ટકાનો ટંચન જેવો જવાબ વાળે તે સંસ્કાર. ઘણાંખરાં મનુષ્યો વાંચેલાં દેખાય છે. કેટલાક વિદ્વતાને ડોળનું સાધન માને છે: બીજાને મન એ યશપ્રાપ્તિનું અંગ છે. આજીવિકા માટે પણ તેનો ઉપયોગ થઈ શકે છે. એને પરિણામે ઘણી વખત સમય ઉપર જવાબ વાળનારો દસ વર્ષનો છોકરો જેટલો સંસ્કારસ્વામી હોય છે, તેટલો સો વર્ષનો અનુભવાર્થી કે વિદ્વાન નથી હોતો. સંસ્કારનું બીજ કલ્પનાની ભોમ માગે છે, પ્રેરણાનું જળ માગે છે: અને મુશ્કેલીભર્યું મેદાન માગે છે.



શક્ય હોય કે અશક્ય, પણ જે સત્ય છે તે જ ધ્યેય રહેવું જોઈએ; અશક્યતાની એવી જબ્બર ખડકો સાથે સત્યનો અફળાઈને ભૂક્કેભૂક્કો થઈ જાય છે, ત્યારે તેમાંથી જ મનોરમ નવી સૃષ્ટિ રચાય છે.

અશક્યતાના ખડક ઉપર સત્યની ખાતર ભૂક્કેભૂક્કા થઈ જવું એનું નામ જ પુરુષાર્થ—જીવન—મનુષ્યત્વ.

મુશ્કેલીઓને હઠાવ્યા વિના માત્ર તકથી મળેલો વિજય ઝાકળના બિંદુ જેવો છે; ખોટો અને ક્ષણિક.

કોઈ પણ જાતના સાધનમાંથી જન્મેલું અભિમાન અને વિલાસમાંથી જન્મેલું આળસ આ બે દોષ જેનામાં હોય તે ગરીબ હોય તો પણ શ્રીમંત છે અને શ્રીમંતાઈના ગુણવિનાનો હોવાથી એ ગરીબ-શ્રીમંત વધારે ભયંકર પણ છે.

**જ્ઞાન** અને સંસ્કાર બન્ને ભિન્ન વસ્તુ છે; જ્ઞાન, [જે અર્થમાં સાધારણ રીતે સમજાય છે તે અર્થમાં—] નિષ્ક્રિયતાને સંસ્કારનો વાઘો પહેરાવે છે; આળસને આરામનો વેષ સજાવે છે; અભિમાનને સંસ્કૃતિજન્ય ઉચ્ચતા માને છે. સંસ્કાર, જ્ઞાનને ગાળીને તેમાંથી ક્રિયા સમજાવે છે. એનો આરામ એટલે ઓછો શ્રમ. એની ઉચ્ચતા નૈસર્ગિક મીઠાશ ભરેલી હોય છે. સંસ્કારને મુકાબલે જ્ઞાન એ વ્યર્થ બોજો છે.



**અત્યંત** સુખમાં ક્રૂર સ્વભાવ માટે સ્વાભાવિક પોષણ રહ્યું છે. પરંતુ ખરી વેદનાની વાત એ છે કે એ ક્રૂરતાના અસ્તિત્વનું પણ તેના માલિકને ભાન હોતું નથી. જીવંત શક્તિનો આવો પક્ષઘાત એ મૃત્યુના કરતાં પણ વધારે મોટું મૃત્યુ છે.

**સડી** ગયેલી વસ્તુ માણસો જેટલી સહેલાઈથી ફેંકી દે છે, તેટલીજ સહેલાઈથી સડી ગએલા વિચારો ગ્રહણ કરી લે છે.

**મનુષ્યને** સૌથી વધારે શ્રમ વિચાર કરવામાં પડે છે, માટે એ બનતાં સુધી ઉછીના અને ચાલુ વિચા-

રોથી જ પોતાનો વ્યવહાર ચલાવે છે. મનુષ્યે જીવન-નિર્વાહ માટે વિચારોનું દારિદ્ય આવશ્યક માન્યું છે.

પથરાની મૂર્તિઓ ઘરેણાં પહેરે અને ગરીબો શેરીઓમાં ટુકડા માટે રખડે, એ વસ્તુસ્થિતિ જ વિનાશને નિમંત્રે છે. વિનાશને મળેલાં સઘળાં આમંત્રણોમાં આ આમંત્રણ વધારે આકર્ષક છે.



દુનિયાના તંત્રમાં હજારો ફેરફાર થયા છે, થાય છે, અને થશે. માત્ર એક વાત અમર રહેવાની છે; સ્ત્રી–પુરુષ અને પ્રેમ.

જે જે સત્યને ખાતર સહન કરે છે તે દરેક કવિ છે, તે દરેક દ્રષ્ટા છે; એક મિત્રે કહેલું આ વાક્ય તદ્દન સાચું લાગે છે.

ઘણા ખરા મનુષ્યો નીતિપ્રેમી નથી હોતા; અનીતિભીરુ હોય છે. એવા માણસોને હૈયું નથી. એમને ડંખ લાગે છે તે અનીતિભરેલા આચરણનો નહિ, પણ અનીતિ કોઇ જાણી જાય તેનો. અનીતિ કરતાં એમને મન પાઘડી વધારે કીમતી છે.

માત્ર જીવંતમૃત્યુ પામેલો મનુષ્ય અને દર પળે

રજકણ

જીવન જીવતો મનુષ્ય બે જ જણા સ્થિર રહી શકે છે. પહેલો પોતાના અજ્ઞાનથી, બીજો જ્ઞાન બળથી.

મનુષ્ય જીવનને હણનારું સૌથી સુંદર સાધન 'કલા' થઈ શકે છે. પિરામીડની ભવ્યતા પાસે એણે ખોબો ભરીને પીધેલ મનુષ્યના લોહીનો હિસાબ



ગણાતો નથી. કલા રહે છે; મનુષ્યનું લોહી સુકાઈ જાય છે. એ લોહીને આજે સજીવન કરીને બોલતું બનાવવું એ આ યુગનો–નામની કલા, નામની સંસ્કૃતિ, નામની ઉચ્ચતા સર્વને હંફાવનારો માનવતાનો સાદ પડ્યો છે. દાંભિક સંસ્કાર અને જંગલીપણું–એ બેમાં જંગલીપણું પસંદ કરવા જેવી વસ્તુ છે. જંગલી, જીવન જાણે છે, માણે છે, અને વધારે સંસ્કાર મેળવવા યત્ન કરે છે; દાંભિક સંસ્કારી–મનુષ્યના લોહીપર આંસુ ન પાડનારો અને કલાના ભગ્ન અવશેષ પર વારી જનારો દાંભિકસંસ્કારી–જંગલી નથી; કારણ કે જંગલીપણું પણ અમુક પ્રકારની ઝનૂનભરેલી સચ્ચાઈ માગે છે.

આખી દુનિયામાં દરેકે દરેક મનુષ્ય એક બીજાનાં ગળાં કાપવા તૈયાર થશે, તે વખતે પણ પ્રેમનાં આંસુ હાજર હશે.

એક મિત્રની નોંધપોથીમાં વાંચ્યું : બે મારવાડી બાઈઓ ભર્યે ગાડે જુતી છે; અને એક શેઠાણી મોટર હાંકવાનો પ્રયત્ન કરતી હોય છે. જેને દૃષ્ટિ હોય તે જોઈ લે કે બોલ્શેવીઝમ અથવા કોઈ પણ 'ઇઝમ' નાં બીજ આંહી પોષાય છે. એક જીવન જીવવા શરીર નીચોવી નાખે છે, બીજી વખત ગાળવા જીવન નીચોવી નાખે છે.

જે કોઈને પણ પરતંત્ર બનાવતાં ધ્રૂજે તે સ્વતંત્રતાનો ખરો સિપાહી.



સ્વાતંત્ર્યનું ખરૂં વાતાવરણ પરતંત્ર રહેવાનું અશક્ય બનાવે છે. માનવ-જીવનની જ્યોતિને જે આટલો સ્પર્શ કરી શકે તેજ ખરો સ્વતંત્રવાદી છે.

ઘણી વખત સિદ્ધાંતના પૂજારીઓ દેવના પૂજારીઓની માફક કે કાયદાશાસ્ત્રીઓની માફક, સિદ્ધાંત અને વર્તન વચ્ચે એક નાની સરખી ખાડી રાખી મૂકે છેઃ જેના જીવનમાં એ ખાડી નથી હોતી તે મનુષ્ય દુનિયા ફેરવી નાખે છે : પછી તે ગમે તે વાદનો લડવૈયો હોય.

દરેક લેખક ચોર હોય છેઃ કેટલાક લખાણમાંથી ચોરે છે, કેટલાક જીવનમાંથી.



પરાજયનો ડંખ અને વિજયનો ગર્વ: જેના હૃદયમાં આ બે વસ્તુ છે તે કદી પણ સાચો યોદ્ધો કે સાચો મનુષ્ય બની શકતો નથી.

મનુષ્યની કિમ્મત અમૂક પ્રસંગોમાં છે. એ પ્રસંગોને એમ ને એમ પસાર થવા દેનાર મનુષ્ય જીવનના ઘણાં ઘણાં રહસ્યો જાણ્યા વિના જ જીવન જીવે છે.

જે નિર્ભય છે ને જેનામાં સાચો આનંદ છે— હૃદયમાંથી જન્મતો, માત્ર સાધનોથી મેળવેલો નહિ— તેણે ઈશ્વરને નકારવાની કે હકારવાની કાંઈ પણ જરૂર નથી. જે હશે તે સ્વયં એનામાં ઊગશે.

હલાહલ ઝેરમાં અમૂક પ્રકારની અદ્ભુત મીઠાશ હશે; જો કે કોઈએ એ શોધી નથી. સ્વતંત્રતામાં એવી જ અદ્ભુત મીઠાશ છૂપાઈ રહી છે, અને એના આશકોએ એને શોધી છે.

અતિ રસિકતામાંથી જન્મેલી શુષ્કતા, અતિ તર્કમાંથી જન્મેલા જ્ઞાનની માફક, જીવનને સૂકવી નાખે છે. જીવનના હજારો સાદા પ્રસંગોમાંથી જે મનુષ્ય રસસંગ્રહ કરી શકતો નથી, તે ઘણું કરીને, રસિક પણ નથી અને ફિલસૂફ પણ નથી. એણે જીવનનું દૃષ્ટિબિંદુ જ ગુમાવ્યું છે.



જેને જીવનમાં બધું જ ગમ્ય છે તેને કાંઈ જ ગમ્ય નથી. જેને જીવનમાં 'ક્યાંથી?' અને 'ક્યાં?' એ બે પ્રશ્નો કોઈ પણ વખત આવ્યા નથી, તેનામાં ભલે ગમે તેટલું ડહાપણ હોય, ભલે તે વ્યવહારદક્ષ અને વિવેકી મનાતો હોય, ભલે પરાક્રમી અને પુરુષાર્થી ગણાતો હોય, ભલે તે જબરા આશાવાદી તરીકે ખપતો હોય, છતાં તેને જીવનનું સઘળું જ રહસ્ય ગમ્ય છે, કારણ કે તેને કાંઇ જ ગમ્ય નથી.

ઈશ્વરને નકારનાર ખરો હિમ્મતવાન મનુષ્ય ઈશ્વરની વધારે પાસે છેઃ એની પાસેથી રક્ષણ મળે માટે એના ગુણગાન કરનાર મનુષ્ય કરતાં.

રજકણ



**સાચા** પ્રેમની એક કવિતાથી મનુષ્ય જેટલો તેજસ્વી અને જીવંત બને છે તેટલો કોઈ પણ ધર્મના વર્ષોના અભ્યાસથી પણ બની શકતો નથી. ખરી વાત એ છે કે સાચો પ્રેમ એજ સાચો ધર્મ છે. એ બન્ને સમાનાર્થ શબ્દો છે.

ખરી કોઈ પણ વસ્તુ, ખોટામાંથી પણ જન્મે છે; જે મનુષ્ય 'સાચો' હોવાનો ડોળ કરે છે તે કોઈક દિવસ કેસરીઆં કરવા સૌને મોખરે નીકળે; જે બાળક ખોટા ખોટા અક્ષર લખે છે તે કોઈક દિવસ સાચા અક્ષર પાડે; એટલા માટે અનીતિ તરફ કેવળ ઘૃણાની દૃષ્ટિથી જોનારા સાચી નીતિનું રહસ્ય જ સમજ્યા નથી. સાચી અનીતિમાંથી નીતિ જન્મવાનો સંભવ છે. ખરા વ્યભિચારીને કોઈ પણ દિવસ સાચો પ્રેમ મળવાનો સંભવ છે. દુનિયામાં, એ દૃષ્ટિએ ધિક્કારવા જેવું હલકામાં હલકું અને પાપીમાં પાપી કોઈ છે જ નહી. જે પાપીને ધિક્કારે છે તે જ ખરો પાપી છે.

વિજ્ઞાનની સઘળી શોધો પૂરી થયા પછી પણ અગમ્યવાદની એકાદ કડી તો બાકી રહેશે જ.



**અનીતિને** ધિક્કારવાથી નીતિ જન્મતી નથી. સાચી નીતિ જન્માવવી હોય તો તે માત્ર એક જ રીતે શકય છે. જે જે વાતમાં અનીતિ છે તેના માનસનો અભ્યાસ કરવાથી. કજોડામાંથી જન્મતી અનીતિ એ વસ્તુતઃ નીતિ જ છે. કજોડું અનીતિ ગણાય ખરું. વૃદ્ધ–લગ્નમાંથી જન્મતો વ્યભિચાર એ પ્રેમ કહેવાય; પણ વૃદ્ધ–લગ્ન વ્યભિચાર ગણાય ખરાં. ગાદીતકીએ પડી રહેતા, શરીર કેળવણી પ્રત્યે લક્ષ ન રાખનાર, લક્ષાધિપતિની સ્ત્રી, શોફર, ભટ કે ઘાટી સાથે પ્રેમની વાતો કરે તે અનીતિ નથી. પૈસા વધારવા, ને શરીર ન કેળવવું એ અનીતિ ગણાય ખરી. મજુર દારૂ પીવા દોડે તેમાં અનીતિ નથી. એને દારુપીતો કરી મુકનાર વ્યવસ્થાને દારુડીઓ અથવા કલાલ કહેવાય. વીઝીટ માટે દોડાદોડ કરી પૈસાપૈસા જંખનાર ડૉકટર, શરીર શણગારીને બેસનારી ને પેટ માટે પ્રમાણિક વ્યભિચાર કરનારી ફોરાસરોડની કોઈપણ સ્ત્રીને મુકાબલે, વધારે હલકો અને વધારે અનીતિમાન ગણાય . . . . . . . . . . . . .

. . . . . . પેલી સ્ત્રીનો 'વ્યભિચાર' પ્રમાણિક ' છે, પ્રમાણિક એટલા માટે કે જે એને વ્યભિચારમાં મળે

૨ જ કણુ



છે તે મજૂરીમાં મળવાનું જ્યાં સુધી સમાજ શક્ય ન બનાવી શકે ત્યાં સુધી વ્યભિચાર કરીને વધારેમાં વધારે લેવું એ માનસ, દોડાદોડ કરીને વધારે ટ્યુશન લેવા કે ધમાલ કરીને વિઝીટ ફી પડાવવી, એ મા-નસ કરતાં કોઈ રીતે હલકું નથી. જે સમાજમાં બુદ્ધિનો વ્યભિચાર કરનારો માણસ પ્રતિષ્ઠિત ગણાતો હોય તે સમાજમાં શરીરનો . . . વ્યભિચાર કરનારી સ્ત્રી વધારે પ્રતિષ્ઠિત ગણાવી જોઈએ. સાધારણ રીતે આવા સમાજમાં નીતિ તે જ છે કે જેને સમાજ અનીતિ માને છે—જે સમાજ મૂળથી ટોચ સુધી નીતિના સ્વાંગ નીચે અનીતિ જ ભજતો હોય તે સમાજમાં ખુલ્લો અનીતિમાન મનુષ્ય નીતિમાન ગણાવો જોઈએ.

અનેક મનુષ્યોને જાણ્યા વિના તેમની વચ્ચે રહેવું એ મોટામાં મોટો માનસિક રોગ છે.



આજે જેને પ્રતિષ્ઠા, જેને સમાજસુધારો જેને સંસ્કાર કહેવામાં આવે છે, તે દરેક દરેક બાબત એક પોલા પાયા ઉપર ઉભી છે, વધારેમાં વધારે લેવું અને ઓછામાં ઓછું આપવું એવી વ્યાપારી વૃત્તિ અને . . . . . . . . . . . . પૈસાને જ કલા સાહિત્ય ને સંસ્કાર, ધર્મ, પ્રેમ ને ભકિત, પ્રતિષ્ઠા, માન ને મહત્તા વરે છે, તે સ્થિતિ શકય રહે ત્યાં સુધી, પુસ્તકો કેમ વાંચવાં ? એવાં ભાષણ એ સાંસારિક કે સામાજિક સુધારો ગણાવાને બદલે, હડ હડતો દંભ જ ગણાવો જોઈએ. અત્યારનો સમાજ ધડાકાબંધ ફૂટી ને ઊડી શકે તેવા દારૂગોળાના ભંડાર ઉપર ઊભો છે, અને એટલા માટે એણે નીતિનો સ્વાંગ પહેર્યો છે.—જેમ મરણોન્મુખ મનુષ્ય ઈશ્વરને સંભારે છે તેમ.

રજકણ

મૃત્યુની હાકલનો જે બરાબર જવાબ આપે છે તે જુવાન છે. અને તેને નિત્ય યૌવન વરે છે.

સમાજમાં સમન્વય સ્થાપવાનો પ્રયત્ન કરનાર દરેક મનુષ્ય કલાકાર છે.

સર્જનને માટે આરામની જરુર અવશ્ય છે. પણ



દરેક આળસુ પળ તે આરામ નથી; એ ઉદ્યોગી પળોની વચ્ચે જે આરામ રહે છે તે વધારે આકર્ષક હોય છે: કદાચ વધારે ઉપયોગી પણ હોય છે.

સાધારણ જનતા આપણે માનીએ છીએ તેના કરતાં વધારે સંસ્કારી નહિ હોય; પણ વધારે સાચી તો છે જ.

મૂર્ખાઓ! તમને કોણે કહ્યું કે સંસાર કરતાં સ્વર્ગ વધારે સોહામણું છે? સ્વર્ગમાં પરિશ્રમ અને પ્રયત્ન ક્યાં છે? સ્વર્ગમાં વેદનાને કોણ જાણે છે? હા, એટલું ખરું, સંસારમાંથી આ ત્રણને લઈ લઈએ—પરિશ્રમ, પ્રયત્ન અને વેદનાને—તો સંસાર સ્વર્ગ જેવો બને ખરો—વિવિધતા વિનાનો, એકધારો આળસુ, ને વ્યાજ ઉપર જીવનારો.

વિશ્વક્રમમાં અહિંસાને સ્થાન નથી, અહિંસક હિંસાને છે. અહિંસક હિંસા, એ અનિવાર્ય જરૂરિયાતમાંથી જન્મતો મનુષ્ય માત્રનો ક્ષાત્રધર્મ છે, કૃષ્ણે વાપરેલો ગીતાનો અહિંસા શબ્દ એ એ વિષય ઉપરનો છેલ્લો શબ્દ છે.

ફૂલોથી લચી પડેલી વેલીઓ જોઈ; જ્યાં બારે માસ માત્ર આનંદ જ હોય એવાં ઉદ્યાનો જોયાં; સોનેરી જળમાં રૂપેરી ફૂલને નાચતાં જોયાં; વિશ્વમ અજોડ લેખાય એવી સ્વપ્ન-સૃષ્ટિ જેવી કુદરત પણ જોઈ; પણ એ સઘળા માંથી યાદ તો એક જ વસ્તુ



રહી. હૃદયહીન મનુષ્યના અંતર જેવા એકાદ બોડ ડુંગર ઉપર પેલું ઠુંઠું વૃક્ષ ઊભું હતું તે. એને પાન ન હતાં, અને દુઃખમાં મદદ કરનારી એકા ડાળી પણ ન હતી. ડાળી વિનાનું, એ એકલું ઊભુ હતું, એકલતા, અડગતા અને યુદ્ધ એ ત્રણે . વસ્તુઓએ અનેક ઉદ્યોનોની સરખામણીમાં એને વધારે શ્રેષ્ઠ બનાવ્યું હતું.



શોધે છે તેને જડે છે; મથે છે તે મેળવે છે; વિશ્વ-ક્રમની સંકલનામાં અનેક રહસ્યો ઓતપ્રોત થઈ રહ્યાં છે. અને અનેકમાં એક ઓતપ્રોત છે. એને કાળથી સીમા નથી, દિશાનું બંધન નથી; એ ત્રણે કાળમાં અબાધિત અને એક છે. હાજર હમેશાં છે, દેખાતું કોઈ દિવસ નથી.

કેવળ પ્રાણહીન તો તે જ છે કે જેણે કોઈ દિવસ પ્રયત્ન જ કર્યો નથી.

મૃત્યુ એ ભ્રમણા છે એમ જાણનારો જીવનનો પાર પામી ચૂક્યો છે. એને હવે નવું શોધવાનું કાંઈ નથી. જે મેળવ્યું તે આચારમાં મૂકવાનું છે.

કોઈક દિવસ એકાદ ભયંકર પાપનું પ્રાયશ્ચિત્ત કરીને હું તારી પાસે આવીશ. જિંદગીમાં એ જ મારી મોટામાં મોટી આશા છે.



અનંત સમુદ્રમાં એકાદ તેજમૂર્તિ મોતી છુપાયું હોય તેમ, અનેક વનરાજિઓમાં એકાદ જગ્યાએ કોઈ નાનું સુંદર પંખી ગુપચુપ બેઠું હોય તેમ, વિશ્વનું રહસ્ય, શોધનારને માટે નિત્ય હાજર બેઠું છે; એના શોધનારની રાહ જોઈને. એવો શોધનારો એકાદ હજાર વર્ષે એકાદ રડ્યાખડ્યા મુસાફર જેવો નીકળી આવે ત્યારે તે રહસ્ય તેની માર્ફત દુનિયામાં ફેલાય છે, ને પાછું વિલીન થઈ જાય છે. સામાન્ય માણસો તો પોતાના સામાન્ય કામને અસામાન્યતાનું રૂપ આપી જાણે પોતે બીજાને છેતરે છે, પણ છેતરે છે જાતને. એવી કેટલીએ સાધારણતાઓ ભેગી થઈને એ રહસ્ય શોધી શકે નહિ. એ તો એકાદ એકાકી શંકર કે કેન્ટને જ મળે: કોઈ ડી વેન્સીને દર્શન દે: કોઈ એરિસ્ટોટલ પાસે પ્રગટ થાય; કોઈ માઈકલ એન્જેલોને મળે.

મને કેવળ પુણ્યનો સરળ માર્ગ બતાવીને મારું અધઃપતન કાં કરે ?

રજકણ



દુનિયામાં એ જ ખરા શૂરવીર છેઃ પ્રાયશ્ચિત્ત કરનારો પાપી અને પરાજિત હસતો યોદ્ધો.

આને હું શું કહું?—આ સંસ્મરણોની વિચિત્રતાને. જૂઓને, મોટામોટા પહાડો ભૂલી જવાયાઃ આકાશ જેવડાં ઊંચા વૃક્ષોમાંથી કોઈ જ યાદ નથીઃ મેઘ ધનુષી રંગો અને સવારસાંજ પણ વિસરી ગયોઃ માત્ર ન ભૂલાણી—અને વિસ્મરણના સમુદ્રમાં પણ વારંવાર ઉપર જ રહી—એવી તો એ જ વસ્તુઓ છે. પેલું સોનેરી નાનું સુંદર પંખી અને ખડકમાં ઊગતું, રતિની આંખ જેવું એક ફૂલ. એવી કઠણ પરિસ્થિતિમાં આટલી કુમાશ સુગંધ ને સૌન્દર્ય—એમણે શી રીતે સંઘરી રાખ્યાં હશે?

બરફના પહાડો પર ખીલેલી ચાંદની જોઈને કામ તથા જ્વર જેના શમી ગયા છે એવું હૃદય યાદ આવ્યું.



આજે જ જીવન પૂરું થાય એવી હિમ્મતપૂર્વક હા પાડું છું. આજે જ, ભલે, મૃત્યુ આવે.
ભલે એની યાતના ગમે તેટલી હો, ભલે એનો સ્વાંગ ભયંકર હો.
પરંતુ શરત એટલી કે—
એ આષાઢી મેઘલી રાત, જમનાનાં જળ, પેલી માધુરી બંસરી, અને એ શ્યામસુંદર કનૈયો.
આ બધી કવિઓની કલ્પના હોય કે ચિત્રકારોની રમ્ય સૃષ્ટિ હોય, પણ—
એ આખો દેખાવ નજરે તાદૃશ જોવા મળે તો—
એ દૃશ્ય ફરી જોવા માટે તો હજાર જીવનનું મૂલ પણ ઓછું લાગે છે.
મેઘલી કાળી રાત જામી હોય; ઝીણી બુંદે વરસાદ આવતો હોય; અને સંસ્મરણોના લાં. . .બા લાં. . .બા પંથને છેડે એની મૂર્તિ નજરે ચડતી હોય; બસ, જીવનમાંથી આના કરતાં વધારે કાંઈ પણ મળે એવી મને આશા નથી; આકાંક્ષા પણ નથી.

મૃત્યુના જેવો સુંદર પ્રસંગ મનુષ્યે કલ્પનાના બળ વડે ભયંકર કરી મૂકયો છે, એને પાછો સુંદર કરી મૂકવો એ આજની કવિતાનો વિષય હોઈ શકે.



તેં લક્ષ્મી જ્યાં ત્યાં વેરી એની ઈર્ષા મેં ક્યારે કરી છે? તેં જ્ઞાનનો સમુદ્ર કોઈ કોઈમાં છલકાવી દીધો એની અદેખાઈ મને ક્યારે થઈ છે? તેં વિજયમાળા પહેરાવવા બીજા અનેકને પસંદ કર્યા એની ફરિયાદ મેં ક્યારે નોંધાવી છે? પણ મારી અરજ તો આટલી જ છે, કે, મને ભિખારીને બીજું તો ઠીક, પણ થોડીક કલ્પના યે ન આપી?

મૃત્યુ ન આવે એવી પ્રાર્થના મેં ક્યારે કરી છે? મેં તો એટલી જ વિનંતી કરી છે કે હું જીવતો હોઉં ત્યાં મૃત્યુ આવે. મરી ગયા પછી નહિ.

તેં મને મૌન આપ્યું ત્યારે શું મેં તે લેવાની ના પાડી હતી?

મેં તો મૌનને વધાવ્યું હતું. હું તો મૌનને શક્તિ માનતો.

મેં તને મૌન લેવાની ના પાડી જ નથી. મેં તો માત્ર એટલું કહ્યું હતું કે મને એવું મૌન આપ કે જે મૌનનો ભંગ થાય ત્યારે દુનિયા પલટાઈ જાય.

તેં મને એવું માન આપવાની ના પાડી અને
સાધારણ માન લેવાની મેં ના પાડી.
સાધારણ માનને તો હું શું કરું?

વાહ રે! કવિ! તું પણ કોઈ
અજબ મનુષ્ય લાગે છે.
હૃદયનું બળ કવિતામાં રેડવાને
બદલે જીવનની નબળાઈ કવિતામાં
ગાય છે!



'તું દેવ છે એમ?'
'મનુષ્ય કરતાં ઉચ્ચ પણ ખરો? વાહરે!'
'પણ તારું કામ શું? તું શું કરે એટલું તો કહે?'
'કામ નહિ કાં? સુખમાં રાચવું ને દુઃખથી દૂર ભાગવું. દુઃખ તને સ્પર્શે જ નહિ એમ? તું દેવ છે કાં?'
'ભાઈ! ત્યારે તો તું ભલે દેવ રહ્યો, મને તો મનુષ્ય જ રહેવા દે.

આ સમાજ જો લગ્નવ્યવહારને પ્રેમ ઉપર નિર્ભર ન કરી શકે તો બહેતર છે કે તે વ્યભિચાર પ્રત્યેનો તિરસ્કાર છોડી દે. એને રુઢિ માનીને પોતાનામાં ભેળવી દે. વ્યભિચારી સમાજ છાના દંભી સમાજ કરતાં વધારે પવિત્ર ન ગણાય?

રજકણ

સ્ત્રીનું બંધન—અને તે પણ લગ્ન જેવા વિષયમાં—એ આજનું મોટામાં મોટું સામાજિક પાપ છે. સ્ત્રી પ્રેમ મેળવવાને સ્વતંત્ર હોવી જોઇએ. પુરુષ પ્રેમ કરવાને સ્વતંત્ર હોવો જોઈએ. લગ્નમાં, વર્ણ, હેતુ, જ્ઞાન, લક્ષ્મી કે વય કોઇપણ જાતનું બંધન જ ન હોય. પ્રેમ એ એક જ લગ્નનો હેતુ હોઈ શકે.

વ્યભિચાર—કુંળા ઘાસની અંદર છૂપાએલા સર્પ જેવો ભયંકર અને દગાખોર વ્યભિચાર—માણસ કોઈ વખત ભૂલ કરી બેસે એમાં નથીઃ



પણ હમેશના બંધન નીચે દરરોજ માનસિક યાતના ભોગવતા અને હરઘડીએ મૃત્યુ પામતા લગ્નમાં રહ્યો છે છૂટો છવાયો કે ખુલ્લો વ્યભિચાર એ આ માનસિક યાતના ભોગવનાર લગ્નની તુલનામાં સદ્‌ગુણ છે.

મને ફક્ત એક વખત એ ચહેરો જોવા મળેઃ જે ફૂલમાં સુગંધરૂપે ને મનુષ્યમાં પવિત્રતા-રૂપે છૂપાઇ રહ્યો છે.



જે સમાજ નવાં નવાં બળ પોતાનામાં સમાવવા માટે ખળભળી ઊઠતો નથી તે સમાજ જ નથી : સમાજનું પ્રાથમિક લક્ષણ જ માગી લે છે કે તેમાં હમેશાં કુવ્યવસ્થાને હણનારી અવ્યવસ્થા જન્મવી જ જોઈએ.

નકલ એ વિકાસ નથી. પુરુષની નકલ કરવા નીકળનારી સ્ત્રી વિકાસ પામે છે એમ કહેનાર પોતે પોતાનું અજ્ઞાન—અને નારીજાતિ પ્રત્યેનું અપમાન—બન્ને એક સાથે પ્રગટ કરતો નથી ?

યૌવન, યશ અને જીવન, સર્વસ્વ અર્પણ કરવું પડે એવા પ્રશ્નો જ્યારે સમાજમાં ઉત્પન્ન થાય છે ત્યારે એ સમાજ એક ઘડી પણ સ્થિર રહી શકતો નથી. એણે બદલવું જ પડે છે: અથવા ટળી જવું પડે છે.

વિકાસ સ્વતંત્ર, સ્વયંભૂ અને સહજ હોય છે: વિકારમાં પરાધીનતા, નકલ અને કૃત્રિમતા હોય છે: સ્ત્રીનો વિકાસ એના પોતાના માનસમાંથી જ જન્મવો જોઈએ. પ્રેમનું સામ્રાજ્ય છોડીને શક્તિનું સામ્રાજ્ય મેળવવા મથવું તે પાયાને તોડીને મકાન ચણવા બરાબર છે. પ્રેમ એ જ શું અમોઘ શક્તિ નથી? સ્ત્રી પ્રેમમૂર્તિ છે અને પ્રેમમૂર્તિ જ રહેશે.

દારુને અને અગ્નિને સાથે રાખનારા મૂર્ખ છે એમ કોણે કહ્યું?



તે બિચારા મૂર્ખ પણ નથી: અને કોઈ જાતનું જોખમ પણ ખેડતા નથી.
પણ અત્યંત ગરીબીને અને અતિશય સમૃદ્ધિને સાથે રાખવા મથનારા તો ખરેખરા મૂર્ખ છે.
એ બિચારા આ મૂર્ખાઈ માટે, એક દિવસ અમૃત જેવું જીવન જ્વાળામાં હોમશે અને તેમની આંખમાંથી આંસુને બદલે લોહીનાં બિંદુ પડશે!

દોષ હોય છતાં દેખાતો ન હોય તો માણસ પોતાને સહીસલામત માને છે.

એંશી ટકા ખેડૂત-મજૂરને લૂંટવા માટે, વકીલો ડૉકટરો કે ભણેલાઓ વ્યવસ્થિત ટોળી બાંધે તે પ્રજાજીવન પણ નથીઃ અને રાજકીય જીવનનો વિકાસ પણ નથી. એ માત્ર ચાતુરીભરેલી લૂંટ છેઃ અને એનો બદલો ભયંકર પરિવર્તનમાં જ આવે છે. એવું પરિવર્તન વર્ષોનાં વર્ષો છાનું પડ્યું રહે છે. ને થાય છે ત્યારે ચોવીશ કલાકમાં થાય છે. એ થાય છે ત્યારે એને કોઈ પણ જાતની મર્યાદા રહેતી નથી.



એ દિવસ કે જે દિવસે કોઈ શ્રીમંત નહિ હોય, કોઈ ગરીબ નહિ હોય; જે દિવસ કોઈ વિલાસ ને આળસ નહિ કરતું હોય; જે દિવસ મોં ફાડીને સમૃદ્ધિનું પ્રદર્શન જોવા ગરીબો ઊભા નહિ હોય; એ દિવસ કે જ્યારે ગરીબોને કચડવા માટે જ વિદ્યાનો ડોળ નહિ થતો હોય; જ્યારે જંગલી સંસ્કારિતાના ઓઠા નીચે સચ્ચાઈ ને સેવા કચરાતાં નહિ હોય; જ્યારે સાચા શૂદ્ર ઉપર ખોટો બ્રાહ્મણ સરસાઇ નહિ ભોગવતો હોય; જ્યારે સમૃદ્ધિનો ડુંગર ગરીબીના મેદાન ઉપર પથરાઇ ગયો હશે. એ દિવસ.

રજકણ

એ દિવસ પણ બહુ દૂર નથી.

જ્યારે કલ્પના થાય છે કે એ દિવસ પણ બહુ દૂર નથી ત્યારે એક પ્રકારના ગુપ્ત આનંદનો તનમનાટ થાય છે.

પણ મધરાતના ઘોર અંધારા જેવા વાદળામાંથી એ દિવસની ઉષાનો નવરંગી સાળુ દેખાય તે પહેલાં કેટલી ઉથલપાથલ થઈ ગઈ હશે?

એ કાળાંધબ વાદળાંને ધોઈ ધોઈને સાફ કરવા માટે નવજુવાનોના ઊના ઊના લોહીમાંથી કેટલું બધું ખમીર ઉતારવું પડશે?

દરેકે દરેક માણસ ઉદ્યમ કરે; અને વિલાસ કોઈ ન ભોગવે.

દરેકે દરેક માણસ આરામ કરે; અને આળસ કોઈ ન કરે.

દરેક દરેક માણસ ભોજન કરે; અને કોઈની એઠ કોઈ ન લે.

આ વ્યવસ્થા—જે ખરું ધર્મચક્રપ્રવર્તન છે—તે



પૃથ્વીમાંથી આવે, સ્વર્ગમાંથી ઉતરે, કે નરકમાંથી પડે—પરંતુ સમાજમાં જ્યાંસુધી એ ન આવે ત્યાં સુધીનાં સર્વ પરિવર્તનો માત્ર પગથિયાં જેવાંજ રહેશે.

બે જાતનાં મનુષ્યોનો દુનિયાને કાંઈજ ઉપયોગ નથી : અતિ પવિત્ર અને અતિ તર્કવાદી. અતિ પવિત્ર મનુષ્ય નાનાસરખા પાપને પણ એટલું ધિક્કારે છે કે એના પડછાયામાં ઊભા રહેનારને એ કોઈ દિવસ દયા દેખાડી શકતો નથી. અતિ પવિત્ર મનુષ્ય એ દયાહીન મનુષ્ય છે. અતિ તર્કવાદી મનુષ્ય એ મનુષ્ય જ નથી.

જીવનની દરેકે દરેક ક્ષણમાં જે જાગતો હોય તે સંસ્કારી; વાતો કરતો હોય તે વેદિયો. વેદિયા પુસ્તકમાંથી બોલે છે; સંસ્કારી અનુભવમાંથી નોંધ ટપકાવે છે.

ઘણા મનુષ્યોના જીવનમાં હજારો પળ આવે છે, પણ એક પળ નથી આવતી.

જે દાનમાં, દાન દેનારનું હૈયું મળેલું હોતું નથી, તે દાન ફેંકી દીધેલા અજીઠા ધાન જેવું છે.



રણપ્રદેશની એકલી ખારી જમીનમાં જ્યાં લીલા છોડનું નામ નિશાન પણ નથી હોતું ત્યાં જ ભુખાળવા ટીડનાં જૂથ પાકે છે. જેવી જમીન તેવું વૃક્ષ, અને જેવું લોહી તેવા ગુણ. બધું ફરી શકે માત્ર લોહીના ગુણ ફરી શકતા નથી.

પૃથ્વીના બે છેડા કરતાં વધારે અંતર બે ઠંડા દિલની વાતોમાં હોય છે.

કલા અને જીવન એક બીજામાં પ્રાણ પૂરે છે, અને એકના વિના બીજું જડ રહે છે.



કામને માપનારા ખરું કામ મેળવતા જ નથી.

ગુલાબના છોડ પર કાંટા મૂકવામાં બહુ મોટી ભૂલ નથી થઈ. પણ ગુલાબના ફૂલને પોતાને એક કાંટો ન મૂકવામાં ખરેખરી ભૂલ થઈ ગઈ છે.

મર્દાનગી શરીરમાં નથી રહેતી, હૈયામાં રહે છે.

સોનું સુગંધી નથી, પણ સુગંધી બનાવી શકાય છે. માત્ર ખરા કિમિયાગરો જ એ વાત જાણે છે.

જિંદગી ચાલી જાય એમાં ડરવાનું નથી. માત્ર આ જિંદગીનું કામ ન રહી જાય એટલી સાવધાની બસ છે.

અભિમાન અને દંભ એ બેમાંથી પસંદગી કરવાની હોય, તો અભિમાન લેજો. દંભ લેતા નહીં.



તરુણાવસ્થા હોય ને સ્વર્ગનો દૂત તેડવા આવે તો ના પાડજો. સ્વર્ગ કરતાં દુનિયામાં તરુણો-ને માટે ઘણું ઘણું કામ પડયું છે. કામના આનંદ કરતાં સ્વર્ગનો આનંદ વધારે પ્રાણપદ નથી.



નાની નાની હારથી ભાગનારાઓને જેમ મહાન પરાજયમાં રહેલી નિર્ભયતા કદી પ્રાપ્ત થતી નથી, તેમ નાના નાના વિજયથી મલકાઈને, આત્મગૌરવ ગાનારાઓને, પ્રાપ્તિને અંતે મળતો સમુદ્રના જેવો અગાધ અસંતોષ કદી દેખાતો નથી. એમનો સંતોષ એ જ એમની મૃત્યુશય્યા છે.

લોકવૃત્તિને 'અનુસરવું' એનું નામ મૃત્યુ; લોકવૃત્તિને અનુકુળ 'થવું' એનું નામ જીવન. થવામાં પ્રાણ પ્રેરણા ને સહાનુભૂતિ છે; પુરુષાર્થ ને સંયમ છે. સમયને અનુકૂળ થઈને વ્યક્તિત્વ ન ગુમાવવાની કલા છે. પણ અનુસરવામાં એકલું મૃત્યુ જ છે. જમીન પ્રમાણે રંગ લેવાની જંતુવૃત્તિ છે.

યત્નના આરંભમાં જ વિજય રહ્યો છે; પછી પરિણામ ભલે પરાજય હોય.

વરસાદનું બિંદુ પડ્યા ભેગું મોતી થતું નથી, તેમ વિચાર આવતાંની સાથે મૂલ્યવાન હોતો નથી. હૃદયગુહામાં,એકાંત ચિંતન વડે શુદ્ધ થયા પછી અને અનુભવથી વિંધાયા પછી તેનામાં મૂલ્ય આવે છે.



શાંતિ અને તપથી જેમ સ્ત્રી વીર બાળકને સાચવે છે, અને એના જન્મની સાથે જ નવું જીવન અને નવો યુગ શરૂ થાય છે, તેમ જે વિચાર ખૂબ સચવાય, ખૂબ પોષાય, ખૂબ શુદ્ધ થાય તે જન્મ લેતાંની સાથે નવું પરિવર્તન અને નવો યુગ સ્થાપે છે. આવા વિચાર એટલે સાહિત્ય.

સૌંદર્યને સાચી રીતે જોવા માટે આંખ અને હૃદયને કેળવવાં એનું નામ નીતિ. ભાવના ગમે તેટલી મહાન હોય પણ એ જીવનમાં ન ઊતરે ત્યાં સુધી શબ જેવી નિશ્ચેતન અને નિષ્પ્રાણ છે.

સુંદરતા જોવાની ઘેલછાએ મનુષ્યને અસુંદર જોતાં શીખવાડ્યું છે.

રજકણ

કલ્પના અને આશા નાશ ન પામે તો ભલે હજારો પરાજય આવે; દરેક પરાજય વિજયને વધારે ને વધારે પાસે લાવે છે.

જીવનની મધુર પળોને શબ્દોમાં રુપરંગમય કરી દેવી એનું નામ કવિતા.

કવિતા લખ્યા પછી કેટલાકની કવિતા મૃત્યુ પામે છે. કવિતા લખ્યા પછી કેટલાકની કવિતા જન્મે છે. પહેલી કાગળ પર લખાય છે. બીજી જીવનમાં વણાય છે.

વર્ષો પહેલાં જોયે-
લાં પ્યારાં ઝરણુ !
એ વખતે ક્યાં
ખબર હતી કે તું
જીવનમાં સંગી-
તના મીઠા સ્મર-
ણુની માફક સાથે
સાથે ચાલ્યું આવશે ?



૨,૪ ક ણુ

જ્યારે સૃષ્ટિમાં ક્યાંય પણ વિસંવાદ જોવામાં નહિ આવે ત્યારે કવિ, કલ્પના ને પૃથ્વી ત્રણેમાંથી કોઈ નહિ હોય.

કેળવણી પૂરી થાય છે ત્યારે સંસ્કાર શરૂ થાય છે.

ભયથી નીતિ જાળવનારા ઘણા માણસો છે; નીતિની ખાતર નીતિ જાળવનારા કોઈક વિરલ જ.

પ્રયત્ન એ કેવળ મનુષ્યનો પોતાનો અંગત પ્રશ્ન છે. એનો જય દુનિયા જુએ અને વખાણે કે પરાજય જુએ અને નિંદે એમાં એની કિંમત વધતી કે ઘટતી નથી.



ઇતિહાસને જે નામોની ખબર નથી તે નામની પાછળ છૂપાયલો કરુણ ઇતિહાસ નહિ જાણવાથી જ પૃથ્વી અને જનતા નભી રહ્યાં છે.

માણસની જરૂરિયાત જોઈ વધારે વ્યાજ લેવાની વૃત્તિ, એનું દુઃખ જોઈ લાભ લેવાની વૃત્તિ, છેતરવાની વૃત્તિ, વધારે ભાડું પડાવવાની વૃત્તિ—એ સઘળી વૃત્તિઓ, હિંસાવાદનું જ રૂપ બતાવે છે. અને એવી વૃત્તિવાળો માણસ હિંસા નથી કરતો, તે કેવળ શરીરના દોષને લીધે અને નહિ કે, મનના ગુણને લીધે.

મજૂર શ્રમ લે છે; કારીગર શ્રમમાં રસ લે છે; કલાકાર શ્રમમાં શાંતિ મેળવે છે.

અંતર અને બહાર સઘળે અનુપમ જીવંત શાંતિ



લાગે, એવી પળ તો એકાદ હજાર વર્ષે એકાદ મનુષ્યના હૃદયમાં પ્રગટે છે. એવી ધન્ય પળે પ્રગટેલા શબ્દો કેવળ ચૈતન્યમય હોઈ વર્ષોનાં વર્ષો સુધી, મૂળતત્ત્વોની માફક એવા ને એવા સુંદર અને તાજા રહી શકે છે.



પોતાની પાસે જે નથી એની ઇચ્છા કરવામાં મનુષ્ય પોતાનો વિકાસ પણ સાધે છે. અને પતન પણ નિમંત્રે છે.

નિરાશાના સમુદ્રમાં પ્રગટેલા આશાના બિંદુએ મનુષ્યોને વજ્જરના બનાવ્યા છે.

દુનિયામાં આવું મોટું કોઈ સાહસ નથી: સિદ્ધાંત બાંધવો.

સિદ્ધિ વિનાની પ્રસિદ્ધિ: મનુષ્યને શબ બનાવવા માટે એટલું ઝેર બસ છે.

મહાન હિંસાવાદીઓએ જીવનની એક પળે અહિંસાની શાંતિ ઝંખી છે; મહાન અહિંસાવાદીઓને જીવનની એક પળે હિંસાના તેજે આકર્ષ્યા છે.

હિંસા અહિંસા બન્ને જીવનમાં ચક્ર છે, અને એ બન્ને ચક્ર ઉપર જ સંસાર નભવાનો છે. દરેક આદર્શવાદીએ બેમાંથી એકને કાઢવાનો પ્રયત્ન કર્યો છે. અને દરેક એમાં નિષ્ફળ નીવડ્યો છે. પરંતુ જ્યાં સફળતા પ્રયત્નમાં જ રહી છે, અને પરિણામમાં નહિ, ત્યાં એક રીતે દરેક આદર્શવાદી એમાં સફળ થયો છે એમ પણ કહી શકાય. પણ જ્યારે મનુષ્ય એકજ વાતનો અતિયોગ સાધે છે ત્યારે એ મનોદશા એના જીવનમાં ઓતપ્રોત થઈ જાય છે. એણે એ વસ્તુને ભારપૂર્વક રજુ કરવાનો તપસ્વીને યોગ્ય એવો ધર્મ કેળવ્યો છે, માટે એ વસ્તુ એનાથી એ જ પ્રમાણે રજૂ થશે. અને થવી જ જોઈએ. પરંતુ એવી વ્યકિતગત મહત્તા છતાં સંસારનું સત્ય



આટલું જ રહેવાનું કે અહિંસા જીવનનો પાયો છે; જીવનચક્રમાં હિંસાને સ્થાન છે. નમાલાની અહિંસા ત્યાજ્ય છે, ખૂનીની હિંસા અધમતા છે; ઊંચામાં ઉંચા પ્રકારનો પ્રેમધર્મ અહિંસા ઉપર જ રચાય . . . . . . .

. . . . . . . . . . . . . . છે

. . . . . સ્વાર્પણ ને સર્વસ્વ બલિદાનના પ્રસંગો

હિંસાને મુકુટ પહેરાવે છે. નેપોલિયન વિનાની પૃથ્વી નમાલી લાગે છે; ગૌતમબુદ્ધ વિનાનો સંસાર સુગંધહીન લાગે છે. જ્યાં સુધી જીવન છે, સંસાર છે, સંયમ છે, અને માનવજાત પર અતિવૃષ્ટિનાં જળ ફર્યાં નથી, ત્યાં સુધી ગુલાબના ફૂલની સુગંધ જેવી અહિંસા રહેશે . . . અને એના રંગ જેવી હિંસા પણ રહેશે. અહિંસા એ વીરનો ધર્મ છે. જરૂરી હિંસા પણ વીરધર્મ છે. એમાંથી એકે નિર્માલ્ય ખૂની કે જલ્લાદનો ધર્મ નથી. એ તો ધર્મ જ નથી. એ તો મનુષ્યની રાક્ષસી વૃત્તિનો પડછંદો જ છે. મનુષ્ય રાક્ષસ થઈને ખૂની બને એના કરતાં તો ગુલામ રહે એ વધારે સારું.

જીવનની કઈ પળ વધારે મીઠી છે? જીવનનું પહેલું ભાન પ્રગટે તે, કે જીવનનું છેલ્લું ભાન જાય તે?





બીજું કાંઈ નહિ, તો ન જોયેલા જીવનની મીઠાશ કેવીક છે એ જાણવા માટે તો કાંઈક પ્રયત્ન કરી જો.

ઘાટા અરણ્યમાં ચાલી જતી લાંબી લાંબી પગદંડી જોયા પછી, મને જીવનમાં એક ગહન ડૂબકી મારવાનું મન થાય છે; ભલે પગદંડીના છેડાની પેઠે, એ પ્રયત્નને અંતે ઉંડો નિઃશ્વાસ જ હોય.

જીવનનો તાગ લીધા વિના જીવવું એ તો કેવળ સામાન્યજનની મૂર્ખાઈનું અંધ અનુકરણ જ છે.

દરેકના જીવનમાં અથાગ, અગાધ અને વિવિધ શક્તિ ભરી છે. જે એ શકિતને જાણુતો નથી, તે માત્ર વખત જ કાઢે છે.

ઘણાખરા મનુષ્યો બીજા જીવે છે માટે જ જીવે છે; બીજા સંસાર ચલાવે છે, માટે જ સંસાર ચલાવે છે; બીજા જે કરે છે, તે પ્રમાણે જ કરે છે. વ્યક્તિગત જરુરિયાતો એ જ જીવનનો સાચો પાયો છે, એમ ઘણાને ખબર જ હોતી નથી.

નદીનાં મૂળ શોધવાની, પર્વતની ટોચે પહોંચવાની, રણને ઓળંગી લેવાની, જંગલ વીંધી નાખવાની એ સઘળી સાહસ વૃત્તિઓ, જીવનનો તાગ મેળવવા માટેની મનુષ્યશક્તિની પ્રાથમિક અવસ્થા બતાવે છે. જે જુવાનમાં આટલી સાહસવૃત્તિ પણ રહેલી નથી, એને માટે જીવન જેવું કાંઈ છે જ નહિ. બીજાની જ પેઠે જીવવાની પામર દશા એ જીવન જ નથી.

દુનિયામાં જે ચીલા ઉપર ચાલે છે, તે ચીલા ઉપર ચાલતો જ નથી.



એક પણ હરફ બોલ્યા વિના, જે મનુષ્ય અન્યાય સાંખે છે, તે, જેણે એક જ હરફ કહ્યો છે, એના કરતાં વધારે હલકો છે.

અન્યાયને માટે જેણે હજારો શબ્દો કહી નાખ્યા છે, એના કરતાં એક પણ હરફ બોલ્યા વિના જેણે અન્યાય સહન કર્યો છે, એ વળી, વધારે મોટો છે; નિવીર્યતાનું ભાન હોય ત્યારે મનુષ્ય જે જલ્પવાદ કરે એના કરતાં પ્રકૃતિસ્થ હોવાથી શાંત રીતે સહન કરે એમાં એનું ગૌરવ છે. મનુષ્ય શું બોલે છે એમાં પરાક્રમ નથી, મનુષ્ય શું ધારીને બોલે છે એમાં પરાક્રમ છે.



અનુકરણની વૃત્તિ એ હલકા પ્રકારની સ્પર્ધા છે. જીવનનાં ઘણાં દુઃખ આ વૃત્તિમાંથી જ જન્મે છે.

યોગ્યતા વિનાના અધિકારીઓના હાથમાં સત્તા આપવી, એ પતનનો ટૂંકામાં ટૂંકો ને સહેલામાં સહેલો માર્ગ છે.

નિરુપયોગી બની ગયેલી વસ્તુ, બીજો ઉપયોગી માને છે, એવું જાણતાં જ ઘણા મનુષ્યો એને ફરીથી ઇચ્છે છે. આ વિચાર-દારિદ્રય ઘણું કરીને નફા-ખાઉ વૃત્તિમાંથી જન્મે છે. ઉપયોગી ન હોય છતાં સસ્તું છે એની ખાતર મનુષ્ય બીનઉપયોગી સંગ્રહ પણ કરે છે. આવો સંગ્રહ એના જીવન વિકાસને રુંધીને એક



નિશ્ચિત માર્ગ ઉપરથી એને પાછો પાડે છે. એટલું યાદ રાખવું કે જીવનની સિદ્ધિ, ગાંજાધારી બાવાની નહિ, પણ પોતાને મળેલ શકિતનો ખરો આવિર્ભાવ, માત્ર સાચી જરૂરિયાતોનો જ સંગ્રહ ઇચ્છે છે. ઘણા મનુષ્યોનાં પુસ્તકાલય એમને જ્ઞાન આપવાને બદલે એમનામાં જ્ઞાન છે એવી ખોટી જાહેરખબર આપવાનું કામ કરે છે.

જ્ઞાન વિનોદ માટે, સમયનો દુરુપયોગ અટકાવવા માટે ઠીક વસ્તુ છેઃ જીવનનું અતળ ઉંડાણ તો કેવળ ચારિત્રબળને જ દેખાય.



સાચી સિદ્ધિ ગરીબાઈમાંથી જન્મે છે. ગરીબાઈનો એક વિશિષ્ઠ અર્થ આંહીં લેવાનો છે. થોડામાં થોડી પળનો સાચામાં સાચો ઉપયોગ કરી લેવો એ જ સિદ્ધિનો માર્ગ છે. આવી રીતે થોડામાં થોડી પળને સંગ્રહી લેવાની મનોદશા એ જ ગરીબાઈનો ખરો અર્થ છે. ગરીબ આદમી થોડામાં થોડું, નાનામાં નાનું, નકામામાં નકામું પણ પોતાની જરૂરિયાતો માટે આવશ્યક એવું સઘળું ભેગું કરે છે. ગરીબીનો આ સંકેત જીવનસિદ્ધિનો સાચો માર્ગ બતાવે છે.

અંતઃકરણને કેળવણી આપ્યા વિના કોઈ પણ મનુષ્ય મહાન બની શકતો નથી. મહાન બનવું અને મહાન દેખાવું એ બેની વચ્ચે જીવન અને મૃત્યુ જેટલો તફાવત છે.



મહત્ત્વાકાંક્ષા એ દોષ નથી; મહત્ત્વાકાંક્ષા છૂપાવવી એ દોષ છે.

દુઃખને જીતવાની વિક્રમ વૃત્તિ ન આપે તો કાંઇ ફિકર નથી. હસતે મોંએ દુઃખ સહન કરવાની શક્તિ ન આપે તો પણ કાંઈ ફિકર નહિ.

દુઃખની પર જવાની પરમહંસ અવસ્થા ન મળે તો પણ કાંઇ નહિ.

એ ત્રણેમાંથી એકે ન મળે તો કાંઈજ વાંધો નથીઃ પણ આટલું તો આપજે કે હસતે મોંએ નહિ તો મૂંગે મોએ હું દુઃખ તો સહન કરી શકું; હરેક જગ્યાએ હરઘડીએ દુઃખ ગાનારી, ખંજર કરતાં વધુતીવ્ર ખોટાં આશ્વાસન મેળવનારી, પામર વૃત્તિમાંથી તો હું ઉગરી જાઉં. બસ; એટલું થાય તો પછી કાંઇ જ કેહેવાનું નથી.

રજકણ



પૈસા આપવા માટે તેં અક્કલ-હીણ મનુષ્યો ગોત્યાં. બુદ્ધિનો ચમત્કાર રાજદ્વારી પુરુષોને સોંપ્યો. લાગણી, સંગીત ને પ્રેમ સ્ત્રીને આપ્યાં. અને મને માત્ર આટલું પણ ન આપ્યું ? નીલાછમ ડુંગરા ઉપર બેસીને જીવનભર વાંસળી વગાડવાનું ?

ગાઢ તિમિરને ભેદીને ચમકતી વીજળી વધારે શકિતમાન હશે; પણ ગાઢ અંધકારમાં એકલો સ્થિર અને શાંત પ્રકાશતો દીપક વધારે સુંદર છે.

બુદ્ધિનો મોહ નથી; ઘણા ખરા બુદ્ધિશાળીઓ હરરોજ એક એક મૃત્યુ પામે છે.
લાગણીની તમન્ના નથી; એણે ઘણાને છેતર્યા છે.
કલ્પના, પાણીના પરપોટા જોયા પછી, કોને ગમે ?
માગવાનું તો આટલું જ છેઃ
રસભર્યો સંયમ.
બાવળના સૂકા ઠુંઠા જેવો,
વૈયાકરણી કવિતા વાંચે તેવો,
સંયમ ન આપતો; એના કરતાં



તો મને મારા સ્વચ્છંદમાં જ ફના થઈ જવા દેજે.
અથવા,



રેતીના મેદાન જેવો, વાણિયાની તાજવા પર રહેલી નજર જેવો, સંયમ ન આપતો; એના કરતાં તો મને મારા વિલાસ, કે જે કાંઈ હોય તે, ભલે ફના કરી નાખે. આપજે તો બન્ને આપજે. રસ પણ આપજે; સંયમ પણ આપજે. એકલા સૂકા સંયમથી તો પાપી બનેલું જિગર મારે નથી જોઈતું; કાં તો બન્ને મેળવીશ, અથવા એકે નહિ રાખું.

વસ્ત્રની કરચલી પાડી હોય તેવાં શરદનાં વાદળાં જોઈને વૈભવહીન થયેલું, દુઃખ ભર્યું ભલું અને સુંદર મોં કોને નથી સાંભર્યું?

નાના નાના વિજયમાં હમેશાં રાચવા કરતાં, એકાદ સ્વપ્ન ઘડીને પોતાની બધી શકિત, આગ્રહ ને પુરૂષાર્થ તેની પાછળ ખરચી નાખવાં, એમાં કાંઈ ઓર મજા નથી?





જે મનુષ્ય જીવનની સઘળી અશાંતિ ભવિષ્યની એક શાંત પળને માટે જ વેઠી લે છે, તે સાચી શાંતિ મેળવે છે.

હરામખોરમાં હરામખોર વકીલને હંફાવનારી હરામખોરી, એ આજની વ્યવસ્થાશકિત માટે અનિવાર્ય વસ્તુ થઇ પડી છે. એ હરામખોરી એક તરફ કર્મયુગનું બીજ રોપી શકશે. બીજી તરફ સત્તા, પ્રતિષ્ઠા, દંભ, ને શઠતાનાં બીજ રોપશે. શુભ હેતુ માટે ધારણ કરેલી હરામખોરી વિના આજની એક પણ સંસ્થા—એક પણ તંત્ર—એક પણ રાજકીય પ્રવૃત્તિ ચાલી શકેજ નહિ. આ યુગનો પ્રધાન વાસ વિષ્ણુગુપ્તને ત્યાં છે.

મુડદું જોઈને શું રડો છો?—હેતુ વિનાના જીવનની દરેકે દરેક પળ એક એક મુડદું છે.

જ્યાંસુધી કોઈ એકાદ સત્યની ઝાંખી કરવા મન તૈયાર થયું નથી ત્યાંસુધી જ મનુષ્યને આરામ છે, શાંતિ છેઃ નિષ્ક્રિય આનંદ છે. એ નિષ્પ્રાણ શાંતિને હલાવનારી પળ જેણે કોઈ દિવસ અનુભવી નથી, તેને મૃત્યુ જ નથી. જેને જીવન જ ન હોય પછી એને મૃત્યુ શું?

નિરાશા એ નવરાશમાંથી જન્મતી માનસિક નબળાઈ છે. જેમ પ્રયત્નનો છેડો નથી, તેમ આશાનો પણ ખરી રીતે છેડો નથી.

ધર્મ સમાજમાં ત્રણ સ્વરુપે રહે છે. શક્તિ રૂપે. આશ્વાસન રૂપે. વ્યાધિ રૂપે. નિષ્કામવૃત્તિવાળાને એ અદ્ભૂત શકિત આપે છે. ગમે તેવી નિરાશ પરિસ્થિતિમાં પણ આશાનું બિંદુ બતાવીને, આશ્વાસન રૂપે, એ અનેક સાદા ભોળા અજ્ઞાન માણસોનો શ્વાસોચ્છવાસ છે. રોગરૂપે એ લાખો અને કરોડો માણસોનો વંશપરંપરાગત માનસિક દોષ છે. એવો



દોષ કે જેમાં દલીલ કામ ન કરે, બુદ્ધિ સમજાવી ન શકે, સાચી લાગણી જાગ્રત ન બને. જીવનમાં બળ પૂરવાને માટે અથવા જીવનના દોષ ધોવાને માટે જ્યારે ધર્મનો ઉપયોગ નથી થતો ત્યારે પછી ધર્મ કેવળ આનુવંશિક રોગ બની જાય છે.

શક્તિપૂજા પ્રજામાં જગાડવી અને સાચી શક્તિને સંયમની બે પાળોની વચ્ચે વહેતી કરવી એ જ પ્રશ્ન હમેશાં, હરકોઇ પરિવર્તનમાં મોખરે હોવો જોઈએ.



દોષ હોય છતાં દેખાતો ન હોય તો માણુસ પોતાને સહીસલામત માને છે.

મનુષ્ય પોતે ભલે ભયંકર દેખાતો ન હોય છતાં ભયંકર હોઈ શકે છે. કેટલાંક મનુષ્યો ખુની હોય છે, જો કે એમણે કોઈ દિવસે ખુન કરેલું નથી હોતું. ખુન કરવાને માટે માણુસને જાનથી મારવાની જરૂર નથી. જાન લેનારા ઘણાખરા ખુનીઓ આવેશનો ધક્કો પામેલા માનસિક રોગી હોવાનો વધારે સંભવ છે. ખુન, ઠંડી રીતે પણ થઈ શકે

છે. અને એવા ખુનીઓ જ ભયંકર છે–વિશ્વાસઘાત કરનારા, બેહુંદું વ્યાજ ખાનારા, લીકવીડેશનમાં લઈ જવાના હેતુથી લીમીટેડ કંપની કાઢનારા. એકાદ બે છુટા ખુનોથી સમાજ ખળભળતો નથી. સમાજ ખળભળે છે આવી વ્યવસ્થિત ખુનીઓની ટોળીથી.

રે પ્રિય જલબિંદુ !
તારે એકાદ ક્ષણ જીવવું છે તો એક ક્ષણને માટે આટલું બધું સૌન્દર્ય દર્શન શું ?
પત્ર ઉપરથી ખરી પડતાં પહેલાં તેણે જવાબ વાળ્યો. 'ત્યારે તમને જીવનના રહસ્યની ક્યાં ખબર છે ? ' કેટલું ? ' એ પ્રશ્ન



જ્યાં નિરવધિ કાલસમુદ્ર ઊછળે છે ત્યાં હોઈ શકે ?– કેવી રીતે–એ જ ખરો પ્રશ્ન છે નાં ?

કોઈ એકાદ ભવ્ય સ્વપ્નને માટે જીવનની અનેક સામાન્યતાઓ છિન્નભિન્ન વેડફી નાખવાની જેનામાં તાકાત હોય તે માણસ–અને માત્ર તે જ માણસ પોતાને જુવાન ગણાવી શકે.

દોષ જાણ્યા પછી, દોષનો બચાવ કરવાની વાચાળતા-જ્ઞાનનો એટલો દુરૂપયોગ મનુષ્ય જીવનનો વિકાસ હણી લેવાને માટે બસ છે.



શબ્દ બોલવાની અને આચરવાની વચ્ચે આખો જીવન સમુદ્ર પડેલો છે.

માણસ–ઘણાંખરાં માણસ–નીતિભીરુ હોતાં નથી: અનીતિભીરુ હોય છે. તેમને ડર છે; અનીતિ હોય તેનો નહિ, અનીતિ દેખાઈ જાય તેનો.

અનેક સામાન્યતાઓને ખંખેરીને સેવેલું સ્વપ્ન; એ સ્વપ્નને મિથ્યા થતું જોવું એમાં વળી કાંઈ વધારે ઓર મજા નથી? નાના નાના વિજય મનુષ્યને મહાન ન બનાવી શકે પણ એકાદ મહાન પરાજયથી એની મહત્તા જાણી શકાય ખરી.

ખરી સખાવત, કૂતરાને ઘર આંગણે રોટલો ફેંકવામાં કે એકાદ ફાળામાં બે ચાર હજાર ભરવામાં રહી નથી, ખરી સખાવત માણસના અંતઃકરણમાં ફેરફાર કરે છે. અને એને હમેશાં મુશ્કેલી ભર્યા જીવનમાં રસ લેતો કરી મૂકે છે. દેખાદેખી કે શરમાશરમીથી ભરેલી રકમો ઉપયોગી ચોક્કસ થાય છે. પણ માણસના પોતાના વ્યક્તિગત વિકાસ પરત્વે તો એની કિમ્મત શૂન્ય છે.



જ્યાં સુધી મુશ્કેલી ભર્યું મેદાન માણસે સર કર્યું નથી ત્યાં સુધી એની નૈતિક કિમ્મત કાંઇ નથી. --એનો વ્યવહારિક વિજય ગમે તેટલો મહાન હોય છતાં.

સાધનને ઘણી વખત જોઈએ એના કરતાં વધારે મોટું માન આપવામાં આવે છે. વ્યકિતત્વને મુકાબલે સાધન એ તો માત્ર વસ્તુઓ છે.

રજકણ



કેટલાક માણુસો એમ માને છે કે હિંસા એટલે કીડી મંકોડી કોઈ જીવને દુભવવો નહિ: ખરી રીતે આ અહિંસા તો છે જ. પણ જ્યારે કીડી મંકોડી ન દુભવનારા પોતાના પ્રસંગમાં આવતા માણુસોને ઠંડા મારથી હણી નાખે છે, ત્યારે એમની અહિંસાની ભાવના હિંસા કરતાં પણ વધારે ભયંકર બની જાય છે. જીવનના હરેક ક્ષેત્રમાં જે માણુસ પોતાનો સિદ્ધાંત ઉતારી શકતો નથી, તે ઘણું કરીને પોતાના સિદ્ધાંતથી જ પોતાનું પતન વહોરી લે છે.

શુદ્ધ અહિંસા જીવનના હરેક ક્ષેત્રમાં માનવતા માગે છે–પછી તે ક્ષેત્ર કીડીયારૂં પૂરવાનું હોય, વ્યાજ લેવાનું હોય, કાપડ વેચવાનું હોય કે કુટુંબની વિધવાને ભાગ આપવાનું હોય–ખરી અહિંસા તો એ જ છે.

બીજી બધી, અહિંસાના સ્વાંગ નીચે સજેલી ઠંડી ક્રૂરતા છે.



જેને જુવાનીમાં મહાન થવાના ઇચ્છા નથી થઈ અને ઘણાને થતી જ નથી—એના જીવનનો છેલ્લો આંકડો લખાઈ ચૂકયો છે. અને તે લગભગ શૂન્ય છે.

જે અજાણ્યા માર્ગ પર કોઈએ પગ મૂકયો નથી ત્યાં જવાની ઇચ્છા કરવી, એ હજારો માણસોએ જે પંથ ખેડયો છે તેમાં દોટ મૂકવી એના કરતાં, વધારે ઉચ્ચ હોઈ શકે !

કેવળ કલ્પના અને કેવળ વ્યવહાર એ બન્ને પરિસ્થિતિ વ્યકિતત્વને હણે છે; પેલી નિષ્ક્રિયતા શીખવીને; બીજી ખોટી ક્રિયા શીખવીને.

૨ જ ક ણુ

મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જૂએ તો અરધું જગત શાંત થઇ જાય.

પોતાને મળેલી કે પ્રાપ્ત કરેલી શકિતનો સારામાં સારો ઉપયોગ કરવો એ મનુષ્ય જીવન માટે ઉંચામાં ઉંચો આનંદ છે.

મુંગા સ્વરોમાં સંગીતની જે મજા છે તે બોલેલા શબ્દોમાં નથી જ.

જ્યારે આકાશ કુમળા ભૂરાં વાદળાંથી ઢંકાએલું હોય છે ને પૃથ્વીપર વરસાદના જરાતરા છંટકાવથી ભીનાશ આવી હોય છે ને હરિયાળી લીલોતરી પર તેજને બદલે છાયા પથરાયલી હોય છે, ત્યારે અત્યંત ગૂઢ ને ઊંડા સંવેદનવાળી લાગણીઓ જન્મ લે છે.



અરે રે ! કલ્પનાની મૂર્તિઓ ! તમારા મૃત્યુનો ઘા જીવન પર ગજબ અસર કરે છે. ને જીવન પછીના જીવનને પણ રંગે છે. ત્યારે તમે જ સાચી મૂર્તિઓ ને સાચી મૂર્તિઓ એ કલ્પના એવો ક્રમ તો નહિ હોય નાં ?

મૃત્યુનો સમય સુંદર હોય ને સ્થળ પવિત્ર હોય તો ઘણી વખત મરણ પામવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા સાવ સ્વાભાવિક છે–મનુષ્ય આનંદમગ્ન અવસ્થામાં નિદ્રાધીન થઈ જાય છે તેવી.

પુરુષને જીતેન્દ્રિય જોઈને સ્ત્રી જેટલી ભક્ત બને છે, તેટલી બીજા કોઈ પરાક્રમથી બનતી નથી.

પ્રકૃતિનું સૌંદર્ય, ખેતરની સ્વાધીનતા, લીલી વાડી ને જિંદગીની તાજગી ખોઈ યંત્રોના મોહમાં શહેરમાં આપઘાત કરવાનો પાઠ કોણ આપી રહ્યું છે ? શું ગામડાં ભિખારી થશે ને શહેરો ગુલામ થશે એ આ સંસ્કૃતિનું ધ્યેય છે ?



રજકણ



**ચૈતન્ય** ચૈતન્યની મૈત્રી એ તો તપેલા સ્વાર્થનો એક કકડો બીજા સ્વાર્થ સાથે જોડાય છે. ખરી મૈત્રી જડ અને ચૈતન્ય વચ્ચે હોય; પથ્થર ને શિલ્પી વચ્ચે હોય; પીંછી ને ચિતારા વચ્ચે હોય. વાદ્ય ને વગાડનારા વચ્ચે હોય.

**અભિમાનને** બેદરકારી ખૂંચે છે: શ્રીમંતાઈને બેપરવાઈ અસહ્ય લાગે છે: જ્યારે અમલદારીને તે ચીમળાવી નાખે છે.

**મન** અધિકારી હોય ત્યારે કુદરતનું ભર્યું ભર્યું સૌન્દર્ય જીવનનો મર્મ કહી બતાવે છે.

**આનું** નામ પ્રેમ: જેને તું સંખ્યાથી કે માપથી માપી શકે નહિ: સત્તા ને વૈભવથી ખરીદી શકે નહિ: જે અપ્રમેય છે ને અજેય છે.



**સૌંદર્ય** એ ભાવના છેઃ કલ્પના છેઃ વસ્તુ નથી. માટે અસ્પૃશ્ય ને અત્યંત પવિત્ર છે. પછી એ સૌન્દર્ય ગમે તેનું હોય—મેઘાચ્છાદિત હિમાદ્રિનાં સોનેરી શિખરોનું કે પાનથી ઘેરાએલ ચંપાના ફૂલનું કે ગુલાબકળી પર પડેલ મોતીના જેવા જલબિંદુનું કે નવકુસુમ જેવી મુગ્ધાનું. આ સૌન્દર્ય મારું હોય તો ઠીક એમ ઇચ્છવું એ માલિકીના વિચારમાં જ પાર્થિવતા રહી છે.

**જ્યાં** કામ મપાય ત્યાંથી કલા જાય; વસ્તુ મપાય ત્યાંથી વૈભવ જાય; મનુષ્ય મપાય ત્યાંથી સ્વર્ગ જાય.

**જેમ** અધિકારીઓ કાયદો પ્રજાને માટે રાખે છે ને પોતાને માટે બારી રાખે છે તેમ મોટાંઓ નિયમ નાનાંને માટે રાખે છે ને પોતાને માટે અપવાદ રાખે છે.



જે પ્રદેશમાં મનુષ્યો પ્રેમની ઈર્ષા કરે છે, યોગ્ય યુગલને ઈર્ષાથી જૂએ છે ત્યાં નરકની ગંધ પ્રગટે છે.

એક વખત ફેલાએલા ખોટા વિચારોના ડાઘ પૃથ્વી પરથી નાબુદ કરવા માટે સ્વાર્પણના ઊના ઊના લોહીનું ખમીર જોઈશે.

મહાન બનનારનું સ્વાર્પણ પણ મહાન જ હોય.

દુનિયામાં વસ્તુ માત્ર નિર્વિકાર–પવિત્ર છે. એને પવિત્ર કે અપવિત્ર માત્ર ભાવના જ બનાવે છે.

આત્મા શરીરમાં નથી રહેતો; વિચારમાં રહે છે.

સ્ત્રીનું જીવન મૈત્રી છે. એટલે એને મન એ પહેલેથી ગંભીર જ નહિ, પણ પવિત્ર બાબત છે.

શું શ્રમભરેલું જીવન અને રણમેદાન જ નિર્ભયતા આપતાં હશે? અને નિર્ભયતામાંથી જ ચારિત્ર ઘડાતું હશે?

અતિ શ્રદ્ધા એ એક પ્રકારનું ગાંડપણ હશેઃ પણ અતિતર્ક એ બીજા પ્રકારનું ગાંડપણ છે. દુનિયામાં બેવકૂફાઇ બે જાતની છે. અતિશ્રદ્ધાની અને અતિતર્કની. દુનિયામાં મૂર્ખ પણ બે પ્રકારના છે. બધું જ અગમ્ય છે એમ સમજનારા ને બધું જ ગમ્ય છે એમ માનનારા.

જીવનની તાજગી જ મૃત્યુ પછી શરૂ થાય છે. મૃત્યુથી તો તમે બધાં મફતનાં ડરો છો. સુંદર જીવન હોય એને માટે મૃત્યુમાં ભારે ભારે નવા આનંદ ભર્યા છે.





કોઈ પણ મનુષ્ય લક્ષ્મીની છોળથી અંતઃકરણ મેળવી શકતો નથી. લક્ષ્મી કીર્તિ અપાવે, વાહવાહ કરાવે, ખુશામતિયા અને આશ્રિતોની સંખ્યા વધારે પણ જીવનના મર્મમાં પ્રવેશ કર્યા વિના પ્રેમ તો મળી શકે જ નહિ.

પ્રેમને મેળવવા માટે દુનિયામાં પ્રેમ સિવાય બીજી કોઈ વસ્તુ નથી.

જીવનમાં જે મનુષ્ય દરપળે વિચાર કરવા થોભે છે તેને કયારે ય અકસ્માતનો આનંદ મળતો નથી.

સૃષ્ટિ, સમાજ ને સંગાથ—સર્વસ્વની નિશાની ગુમાવ્યા છતાં જયાં સુધી જીવનની નિશાની છે ત્યાં સુધી મનુષ્યમાં નિરાશા જન્મતી નથી.

૨ જ કણ

પ્રસંગ વિના તો સૌ કોઈ સદ્ગુણના જ ઉપાસક છે. પ્રસંગ આવ્યે પાપ ન કરે તે વીરપુરુષ: પાપ કર્યા પછી પસ્તાવાથી જીવન ફેરવે એ એવો જ બીજો વીરપુરુષ: ને એમાં ને એમાં જીવન પસાર કરે તે જડપદાર્થ.



અજાણ્યાં ને ઊંડાં જળ કાપવામાં વળી કંઈ ઓર મજા છે.

દુર્ગુણના પડછાયામાંથી પસાર થયેલું મનુષ્ય ઘણી વખત હમેશને માટે ચારિત્ર્યબળ ધરાવતું થઈ જાય છે. જાણે એટલી તાલિમથી એનામાં હૃદયબળ જન્મે છે.

જ્યારે મૃત્યુથી પવિત્રતા જળવાતી હોય ત્યારે દેહ એ ફેંકી દેવા જેવી ને પવિત્રતા એ જાળવવા જેવી વસ્તુ છે.



પ્રેમના કરતાં વધારે પવિત્ર કાંઇ નથી પણ પ્રેમ જ્યારે વિકાર પામે ત્યારે એના કરતાં વધારે અધમ પણ કાંઈ નથી.

કેવળ આવેશથી કોઈ પણ વાદ કે સિદ્ધાન્ત ટકી શકતો નથી. જ્યાં સુધી એના મૂળમાં ઠંડી વીરતાનાં પાણી ન સિંચાય ત્યાંસુધી એનું થડ ઊભું થાય નહિ.

જ્યારે ત્યાગ એટલો મહાન હોય છે કે, માણસ વસ્તુ સંચય તો શું પરંતુ જાતને પણ વાપરી નાખવામાં જ મહત્તા માને છે, ત્યારે એવા ત્યાગમાંથી ઉત્પન્ન થયેલું બળ જગતના જૂના ચીલાને ફેરવી નાખે છે; જીવનના અર્થને ફેરવી નાખે છે; જીવનચર્યાને ફેરવી નાખે છે.

જુવાનીને થોડા જ વખતમાં થકવી નાખે છે—કોઈ પણ ધ્યેય વિના શરૂ કરેલી ધમાલઃ શક્તિસંચયનો એવો દુરુપયોગ સમય સહી શકે નહિ.

સાહિત્ય ? એ તો જીવનનો પડછાયો માત્ર છે; જીવન તો એના કરતાં ઘણું વધારે મહાન હોવું જોઈએ.

જ્યાં સ્ત્રીપુરુષના પ્રેમને લોકો સૌન્દર્ય ને કલાના દર્શન જેવો માનવાને બદલે તમાસાના વિષય જેવો ગણે છે, ત્યાં જે પ્રજા ઉત્પન્ન થાય એનામાં વ્યવહારુ ડહાપણ સિવાય બીજી મહત્તા હોવાનો સંભવ ઓછો થઈ જાય છે.

જીવનની નવી વ્યવસ્થા તમને કોઈ પળે જરૂરી નથી લાગી? જો એવું હોય તો તમે એક પળ પણ જીવ્યા નથી.

કોઈ પણ વિષયમાં જ્યારે મનુષ્યો સિદ્ધાંતને બદલે સગવડતા શોધે છે ત્યારે એ વિષય સડી ગયેલા ધાન્ય જેવો નિર્માલ્ય બની જાય છે.



રજકણ

એક ધ્યેયની પાછળ જે જીવનસમર્પણની ગાથા રચતો નથી તે જુવાન નથીઃ પછી એ ધ્યેય ઝાડ ઊછેરનું હોય, આમરચનાનું હોય, કે કેવળ પથરા ભેગા કરવાનું હોય; વસ્તુને જીવનધ્યેય તરીકે સ્વીકારી તેના ત્યાગની વાત જે કાઢે નહિ તે નિત્ય જુવાન રહેવાનો; પછી એ ધ્યેય કેવળ ઈકારાંત શબ્દો ભેગા કરવાનું હોય કે ચંપલને નવું રૂપ આપવાનું હોય; કારણ કે એમાં મહત્તા સિદ્ધાંતપાલનની છે, વસ્તુની નહિ.

બન્ને તરફનાં ‘ અતિ ’ ભલે જુદી જુદી અસર કરે પણ પરિણામ તો એક જ લાવે છે. અતિશય ઠંડી કે અતિશય ગરમી મરણ ઉપજાવે છે; ફેર એમની ઘા કરવાની રીતમાં જ છે.

સાધુતા એટલે સંચય કરેલી સંયમિત શકિત. એમાંથી કયાં કેટલી કેવી રીતે વાપરવી એવો વિવેક એમાં સહજ જ હોય છે. અશકિત–તનની મનની કે આત્માની–સાધુતા સાથે સંગત નથી.



જગત જેને માન આપે છે તેની પહેલાં મશ્કરી કરે છે. જગતની મશ્કરી સહન કરવા છતાં કુમાશ નહિ ગુમાવવાની શક્તિ એનું નામ સાધુતા.

હજારો સાધારણ માણસો જે વ્યવહાર કરે છે તે તેવી જ રીતે કરવો એનું નામ મૃત્યુ. એમાં વ્યક્તિત્વનો વિચાર નથી ને સમષ્ટિ માટે ફના થઈ જવાની તમન્ના નથી. એમાં વિચારહીન યાંત્રિક ગતિ છે. એટલે જ એનું નામ મૃત્યુ.

જીવનની નિષ્ફળતા—આના કરતાં વધારે મોટી હોઈ શકે ખરી ?—ચિત્તની એ પ્રસન્નતા જે ફૂલમાં સુગંધરુપે ને બાળકમાં અકારણ નિર્દોષ હાસ્યરૂપે વસી રહી છે—મોટપણે કોઇ પણ દિવસ એની ઝાંખી થયા વિના જીવન પૂરું થાય—આના કરતાં વધારે મોટી નિષ્ફળતા હોઇ શકે ખરી ?



ઉપહાસ ? હાં, હાં, મૂર્ખાઓને કબજે રાખનારું અને શક્તિશાળીઓને ઉત્તેજન આપનારું સમાજે સજેલું શસ્ત્ર. ઘણાઓને એ હંફાવે છે એ ખરું; પણ સાચી શક્તિ પાસે એ પોતે જ નમે છે.

ક્રોધ ? અશક્તિનો મોટેથી કરેલો સ્વીકાર. એ સિવાય એનો બીજો કાંઈજ અર્થ નથી.

ઉદારતા ? જે માણસને જે વિષયમાં રસ ન હોય તેમાંથી એ વિનીત ભાવે દૂર ખસી જાય તે. રાષ્ટ્રીય જીવનમાં તો એના જેવી મોટી બીજી કોઈ ઉદારતા નથી.

અરધી સમજણથી બાંધેલો મત માણસને જે દુઃખ આપે છે, તે દુઃખ પાસે દુનિયાનાં બીજાં દુઃખ કુછ વિસાતમાં નથી.

જે ન સમજાય તે સઘળું મશ્કરી પાત્ર છે એ માનસ અભિમાનનું ને ઉછરતી જુવાનીનું.



શક્તિ વિનાની સ્પર્દ્ધા-મનુષ્યજીવનને લાગેલું એ જંતુ-એને હણી નાખે છે: શરીરથી નહિ, મનથી નહિ, આત્માથી.

આટલું તો ચોક્કસ છે: જીવન દેખાય છે એટલું જ હોય તો આ સઘળી ભયંકર ને ક્રૂર મશ્કરી છે.

હૃદયનું અતળ ઊંડાણ-એમાંથી જન્મતી શ્રદ્ધા-એણે હજારો બુદ્ધિવાદીઓને ધૂળ ચાટતા કર્યા છે. પણ ખરી મુશ્કેલી અંધશ્રદ્ધા, અશ્રદ્ધા, ને શ્રદ્ધા--એ ત્રણે વચ્ચે દોરાયલી સોનેરી રૂપેરી રેખા શોધી કાઢવામાં રહી છે.

જેમાંથી પ્રજાના આદર્શો ઘડાય એનું નામ સાહિત્ય.



:વિજયગાથા એટલે પરાક્રમનાં યશોગાન નહિ અને જીત મેળવનારની પ્રશંસા પણ નહિ: અણનમ રહેલી એકાકી શક્તિનું સ્તવન: એનું નામ વિજયગાથા.

કંદર્પના આશ્રય નીચેથી લગ્નને શંકરના આશ્રય નીચે લઈ જવાં. લગ્નના સઘળા ફેરફારોમાં એ પ્રધાનસ્વર હોવો જોઇએ.

સામાન્યતામાં રાચવાની વ્યવહારુ બુદ્ધિએ ઘણા જુવાનોને ઠંડી રીતે હણી નાખ્યા છે.

નિત્યની જાગૃતિ વિના જીવનમાં વ્યવસ્થા શક્ય નથી. અને વ્યવસ્થા વિના જીવનમાં વિકાસ શક્ય નથી.



અદૃશ્ય જણાતી ઊર્મિઓ પાસે વિજ્ઞાનનું વિદ્યુત બળ પણ કાંઇ હિસાબમાં નથી.

મિત્રો ! જ્યારે પ્રતિષ્ઠાની જરાએ જરા ધૂળ ખરી જશે, એ જ વખતે—એ જ વખતે, તમે મને તજી દેશો. રાખથી ન ઢંકાયલા અંગારા અને પ્રતિષ્ઠાનાં અસત્યોમાં ન છૂપાયલો મનુષ્ય; આ બન્ને આશ્રય મેળવે છે, કોઈ વિરલ સાધુ સંત પાસેથી જ.

જ્યાં સુધી યૌવન છે ત્યાં સુધી જ જીવન છે; યૌવન એટલે પોતાના વિકાસ માટે નિત્યનો જાગૃત અસંતોષ. આ અસંતોષ વ્યાકુળતા જાણે નહિ; આરામને ઓળખે નહિ.



જીવનનો સઘળો થાક જેને છાંયડે માણસ ખંખેરી નાખે છે, તેનું નામ ધર્મવૃક્ષ.

ઊર્મિ ને બુદ્ધિ; એ બે જેનાં દ્વાર પાસે નિત્ય ખડાં રહે છે, ત્યાં અત્યંત વિરલ એવો **શ્રી** અને સરસ્વતીનો યોગ થાય છે.

**એક** ક્ષણની ઊર્મિને વશ કરવાની તાલીમ મેળવવા માટે વર્ષોનાં વર્ષોનું જીવનબળ કેળવવું પડે છે.

ઈશ્વર નથી એમ ' કહેવું ' એ સહેલામાં સહેલું છે, ઇશ્વર છે એમ ' કહેવું ' એ વળી એના કરતાં પણ વધારે સહેલું છે; પણ ઈશ્વર 'છે' એમ 'જાણવું' એ જ અઘરામાં અઘરું છે. ઘણાં માણસો ઈશ્વર 'છે' એમ કહેવું અને ઈશ્વર 'છે' એમ જાણવું એ બેનો ભેદ સમજતાં જ નથી. ખરી રીતે એમને મન ઈશ્વર છે, એ પરંપરાગત રૂઢીવાદ હોઈ, એ વિષે શંકા લેવા જેવું લાગતું જ નથી. ઈશ્વર છે કે નથી—એ શંકા શરૂ થાય એ જ આધ્યાત્મિક જીવનની નિશાની છે.



મને ત્યારે જ ખબર પડી કે માણસ પાસે જ્યારે કાંઈ જ રહેતું નથી, ત્યારે એનું હૃદય જે આશ્વાસન મેળવે છે તે સીધું માતાના હૃદયમાંથી ચાલ્યું આવે છે—એ માતા કે જેણે પોતાના અપરિમિત સ્નેહમાં જગતને વિંટાળ્યું છે.

તપ વિના પ્રકાશ શક્ય નથી, પ્રકાશ વિના અંતરનો અવાજ શક્ય નથીઃ નિર્ભયતા વિના સત્ય શક્ય નથીઃ સત્ય વિના જીવનનું પરિશોધન શક્ય નથીઃ જીવનના શોધન વિના, હજારો સામાન્યતાઓ ખંખેરી નાખવાની શકિત સાધ્ય નથીઃ અને શક્તિ—ચેતન વિના જીવન અને જડતામાં તફાવત નથી.

અરે હિમશૃંગો ! તમારી જોયેલી દુનિયા પણ આવી જ હતી ? અર્જુન—દ્રૌપદીનાં ચરણની કાંઈ પણ ઝાંખી તમને રહી જ નથી ? અમને એ મોટાં લાગે છે એ સાચું કે અમે નાનાં બન્યાં છીએ એ સાચું ? અમારી કલ્પના એમને મહદ્રૂપ આપે છે, કે અમારો સાંસ્કારિક ઘસારો એમને નાનાં બનાવે છે ? હિમશૃંગો ! તમને કાંઈક તો યાદ હશે નાં?



૨ જ ક ણ

કેટલાક સૌંદર્ય જુએ છે, કેવળ સૌંદર્યની ખાતર; કેટલાક કેવળ આંખની ખાતર; કેટલાક મધુર લાગણીના કોઈ વિરલ સ્વરની ઝાંખી માટે; કેટલાક વિશ્વવ્યાપી કલાના અંશદર્શન માટે. પણ હરિયાળાં ખેતર, વનરાજિમાં ચાલી જતી સુંદર કેડી, ફૂલના ગાલીચા, સમુદ્રતરંગ જેવા ડુંગરા, આસ્માની ઘેરી વાદળીઓથી ભરેલું આકાશ—એ સઘળું જોઈને મને તો કેવળ માતાનો ખોળો યાદ આવે છે. એવું થાય છે કે જાણે એ સઘળાં દૃશ્યોમાં વિલીન થઈ જવાની કોઈ શકિત મારામાં હોય ! એ દૃશ્યોમાં એકાદ અંશરૂપે એકાદ રજકણરૂપે—ઓતપ્રોત બની જવાની કોઈ તાકાત મારામાં હોય !

તજવાની વૃત્તિ હોય છતાં તજી ન શકાય, ગ્રહણ કરવાની વૃત્તિ હોય છતાં ગ્રહણ ન કરી શકાય એવી જે દ્વિધા વૃત્તિ તે માયા. એનાથી પર જવું એટલે નિશ્ચયાત્મક સિદ્ધાંત સ્વીકારી તે પ્રમાણે વર્તન કરવું—ફના થઈ જતાં સુધી. એવી રીતે ફના થઈ ગયેલો માણસ એટલે વિજયી સરદાર.



જીવનનો મર્મ તો આ બે વાક્યમાં આવી જાય છે: જે મળ્યું હોય તે પરિશુદ્ધ કર; જે ન મળ્યું હોય તે મેળવી લે. પછી વાઈસરૉયપદથી મેળવે કે ભગલાપગીની કોટડીમાંથી મેળવે—એ માટે, જેણે કાંકરામાં હીરા છૂપાવ્યા છે ને હીરામાં કોલસા છૂપાવ્યા છે એને દરકાર નથી. એના શબ્દકોષમાં તો એ બન્ને પદ સરખાં છે. ગમે તે પદ ઉપર હો, જ્યાં વધારે મનુષ્યત્વ કેળવ્યું એ પદ કીમતી.

જીવનમાં મળે છે બન્નેઃ ગુણ અને દોષ. એને પરિશુદ્ધ કરવાની ઋતુ તે જુવાની; એને અંતે કાં માણસ વધારે મોટો મૂર્ખ હોય છે; અથવા વધારે સાચો જુવાન હોય છે.

વાઘની ક્રૂરતા ભયંકર એટલા માટે છે કે, એનામાં તદ્દન શાંત રહેવાની શક્તિ છે; અને તક આપ્યા પહેલાં દાબી દેવાની ઝડપ છે. કેટલાક મનુષ્યોમાં રહેલી ઠંડી ક્રૂરતા—ખૂની સ્વભાવને મુકાબલે—આટલા માટે જ વધુ ભયંકર ગણાવી જોઈએ.



મનુષ્યો—ઘણાખરા મનુષ્યો આનંદને સાધનમાંથી જન્મતી પરિસ્થિતિ રૂપે કલ્પે છે; અને એ કલ્પના માટે જ સાધનો વસાવવાની ધૂન લગાવે છે. છેવટે એ સાધનો જ એનાં



બંધનરૂપ બને છે. જ્યારે આનંદ જે ખરી રીતે એના હૃદય જેટલો જ પાસે છે તે તો વધારે ને વધારે દૂર થતો જાય છે. માનવ સ્વભાવની આ વિચિત્રતાએ ઘણા ફિલસૂફોને હસાવ્યા છે.

જ્યાં સુધી કોઈ પણ કામમાં તું જાતને ગાળી નાખે નહિ ત્યાં સુધી કોઈ પણ કામ તેનું સૌંદર્ય અને રહસ્ય તને આપી શકે નહિ—આપવા ધારે તો પણ ! રહસ્યનું દાન થતું નથી; એને તો મેળવવાનું હોય છે.

સત્ય શોધવાનું છે: શીખવાનું નથી: લેવાનું નથી. એનું દાન થઈ શકે નહિ, પ્રયત્નને અંતે એ દર્શન આપે.

આશ્રય શોધે છે નાં ?–કે જે મહાન આપત્તિમાં તને આશ્વાસન આપી શકે, અને વિપત્તિમાં તને દોરી શકે.



એક પૈસો ધર્યે કાંઈ કોઇ મંદિર એવો 'વેપાર' કરે ? એકાદ ફૂલ મૂકયે કાંઈ કોઈ દેવ એવો ' સોદો' કરે ? આશ્વાસન એક જ સ્થળેથી મળી શકે. હૃદયમાંથી. હૃદય જવાબ ત્યારે જ આપે જ્યારે જીવન પવિત્ર હોય. સઘળા આશ્વાસનની–હરકોઈ આશ્રયની આ રહસ્ય કથા છે.

તારી પવિત્રતા તને દોરે : બીજું કોઇ દોરી શકે નહિ; તારી પવિત્રતા તને રસ્તો બતાવે; બીજું કોઈ રસ્તો બતાવી શકે નહિ.

હું તને મારી નિષ્ફળતાની આજે રહસ્ય કથા કહું. આ હું જ કરી શકું એમ મેં માન્યું જ ન હતું. સઘળા કરે છે તેમાંનો એક હું. કાર્ય કરતી વખતે હુંકારને આગળ ધરવો ને પરિણામ વખતે હુંકારને ગાળી નાખવો. કાર્યની એ ફિલસૂફી સમજાઈ જ નહિ.

રજકણ

જ્યારે મધરાત પડે છે, ગાઢ અંધારું છવાઈ જાય છે, અને આખી શબ્દસૃષ્ટિ વિરમી જાય છે, ત્યારે અંતરના પડદા આઘે ખસી જઈને હજારો દિવસ જેના પર વીતી ગયા છે તેવી એક રાત્ર જાણે બધાથી જુદી પડે છે ને એકલી એકલી યાદ આવે છે.

તે રાત્રિ કે જે રાત્રિએ મેં એક ભયંકર જંગલમાં વિસામો લીધો હતો.

ક્યારેક બોલાતા રડયા ખડયા તમરાના શબ્દો સિવાય સઘળું સમસમકાર હતું. ઊંચાં સાગનાં વૃક્ષો,



રાત્રિના ખડેપગે ઊભેલા પહેરગીરો જેવાં, આકાશમાં નજર કરી સ્થિર ઊભાં હતાં; સારી સૃષ્ટિ નિદ્રાધીન હતી; જાગતો હતો માત્ર ધૂણીનો દેવતા અને ધૂણી જગાવનારો એકલડોકલ પેલો બાબી બાવો!

સોડિયું વાળી ઊભેલી રાત્રિ તરફ તેની નજર ન હતી; આકાશમાં ચાલતા તારાની તેને દરકાર ન હતી; એને તો એક જ તમન્ના હતી: દેવતા સંકોરવાની અને એના અજવાળામાં મૂંગા મૂંગા કોઈ સ્વપ્નસૃષ્ટિની એકાદ ધન્ય પળ નિરખવાની.

—અને છેવટે તે એકલા આદમીને એકાદ તણખો

ચોંટે છે, તે જાગી ઊઠે છે, અને જંગલ સાંભળે તેવો એક નિઃશ્વાસ મૂકે છે.

હજારો દિવસ જેના પર વીતી ગયા છે તેવી એ એકલી રાત્રિ યાદ આવે છેઃ એ નિશ્વાસ શાનો હશે ?

તે દેવતા, ધૂણી, ખાખી અને તેનો નિઃશ્વાસ, ચારે સ્પષ્ઠ મૂર્તિઓ હોય તેવાં એ ચારે મને યાદ છે.

તેનો નિઃશ્વાસ સમજવા મેં અનેક રાત્રિઓ ગાળી છે. પણ તેનો મર્મ મળ્યો નથી.

એ નિઃશ્વાસ સંપત્તિ ધૂળ મળ્યાનો ન હોયઃ સંપત્તિ ધૂળ મળે તો પણ નિઃશ્વાસમાં ભવિષ્યની ઉષ્મા હોય છે.



એ નિઃશ્વાસ કોઈ પ્રિયતમના વિરહનો પણ ન હોયઃ વિરહની યાદીમાં આનંદની રેખા ડૂબે ડૂબે છે–ને દેખાય છે.

એ નિઃશ્વાસ કોઈ મહાન પરાજયની નિશાની પણ નહિ; પરાજયના નિઃશ્વાસમાં વૈરનો ડાઘ હોય છે.

સીતા વનમાંથી પાછાં ફર્યાં . . આવ્યાં . . આવ્યાં ને ગયાં ત્યાર પછી કોઈ એકાંત રાતે રામે મૂકેલા નિઃશ્વાસ જેવો, ઉંડાણમાંથી આવનારો, ધગધગતા રેતીના મેદાન જેવો, આ નિઃશ્વાસ એ કોઈ કલાધરનો નિઃશ્વાસ હશે ? કોઈ સ્વપ્નદૃષ્ટાનો નિઃશ્વાસ હશે ?



કોઈ આજીવનસેવેલી સ્વપ્નસુંદરીનો છેલ્લો અને અચૂક ઘા હશે ?

કોઈ ઝાડ નીચે કે ઓશરીમાં શાંતિમાં ભરત ભરતી ખેડૂતની કન્યાને જોયા વિના આ કવિઓ તે શું કાવ્ય કરતા હશે ?

વિહ્વળતાથી કરેલી દયા અને વ્યગ્રતાથી આપેલું દાન—ભલેને એ લાખોનાં હોય–પણ એ બન્ને દેખાય છે સદ્‌ગુણો ને છે દુર્ગુણો.

જેમ સારો કારીગર ખરબચડા પદાર્થોમાંથી મનોરમ સ્વરૂપ સરજાવે છે તેમ સાચો સાહિત્યકાર ખરબચડા જીવનમાંથી સુંદરમાં સુંદર પ્રસંગો સરજાવીને દુનિયાને છે તેના કરતાં વધારે ભવ્ય બનાવે છે.

સહન કરવામાં જેટલો સંયમ જોઈએ તેના કરતાં પણ વધારે સંયમ–ઉલ્લાસ માણવામાં જોઈએ.



રે પ્યારા ફૂલ !

આ વજ્ર જેવા પથ્થરોની વચ્ચે તું એકાકી, તારો ગુલાબ જેવો રંગ, સ્વચ્છ મોતી જેવું તેજ, નિર્મળ કમળ જેવી કુમાશ અને આછી સતત વહેતી સુગંધ સાચવી રહ્યું છે–એવા તારા હૃદય બળમાં એકાદ ડોકિયું તો કરવા દે કે મારું માનવ-હૃદય એમાંથી કાંઇક તો મેળવે.

તને આ વજ્ર જેવા પથ્થરોની વચ્ચે આટલી સુગંધ, રંગ, તેજ અને કુમાશ સાચવતાં કોણે શીખવ્યું ? કે પછી તારી જન્મભૂમિના ઘડતરનો જ એ પ્રતાપ છે ?

તને ફૂલને પથ્થરમાંથી પ્રાણ મેળવતાં શી રીતે આવડયું ? કાંઇક તો કહે.

–અમને માનવને તો પથ્થર જેવા પ્રસંગો પથ્થર હૃદય આપે છે અને જીવનની કુમાશ માત્ર હરી લે છે.

રે ! એક એવું મહાકાવ્ય લખાય જે દુનિયાને સ્વર્ગની કલ્પના ન આપે, પણ દુનિયામાં સ્વર્ગ કેમ રચવું એ સમજાવે.

--જે કેવળ દીનનાં આંસુની કથા ન કહે પણ ત્યાગ-મૂર્તિ શ્રીમંતોને વૈભવ પર થયેલી ઘૃણા પણ વર્ણવે.
--જે લડાઈની સામાન્ય હિંસાને દેશભક્તિના રંગે રંગવાને બદલે એને હજારો નિર્દોષોની કતલકથા કહે.

—જે દુનિયાનો સીનો જ ફેરવી નાખે. એણે માનેલા જીવનના અર્થો બદલી નાખે. એણે ચોટા-ડેલી કિમ્મતની ચબરખીઓ ઉથલાવી નાખે.

રે ! એક એવું મહાકાવ્ય રચાય !

એ વિષે તો મનમાં લેશ પણ ગ્લાનિ નથીઃ જરાય પશ્ચાત્તાપ નથીઃ અંતરના કોઈ ખૂણામાં ખેદનું નામોનિશાન પણ નથી.

—કદાચ જીવનનો વિજયમાર્ગ મળ્યો હોત તો મને આટલું મળત નાં?

—પ્રતિષ્ઠિત સમાજમાં સૌ મને માનથી બોલાવત, ઘણા સલામ કરત કેટલાય હમેશ હજૂરમાં હાજર રહેત અને જીવનની હરેકે હરેક ઘડીમાંથી ખુશામતની બદબો છૂટતી હોત.



—અથવા તો લક્ષ્મીનંદનના વૈભવથી લોભાઈને કોઈ કવિ મારા નામની પ્રથમાક્ષરાવલિ ગોઠવી કાઢત.

—એવું કાંઈ ન બન્યું તેનો લેશ પણ પશ્ચાત્તાપ નથીઃ જરાય ગ્લાનિ નથીઃ અંતરના કોઈ ઉંડાણમાં ખેદનું નામોનિશાન પણ નથી.

—પેલી તમારી વસ્તુઓ—પ્રતિષ્ઠિતસમાજ ને લક્ષ્મીનંદનવેડા ને પેલી અમલદારી ને પેલી યશગાથા—એ સઘળું તો જીવનની અનેક નિરુપયોગી ચીજો જેવું નમાલું દેખાય છે.

—એ વિષે તો લેશ પણ ગ્લાનિ નથીઃ જરાય પશ્ચાત્તાપ નથીઃ અંતરના કોઈ પણ ખૂણામાં ખેદનું નામોનિશાન પણ નથી.

—ગ્લાનિ તો માત્ર આટલી જ છે કે જીવનનું અતળ ઉંડાણ દેખાય એવું કાંઈક શક્ય બન્યું હોત.

—મને તો ગ્લાનિ આટલી જ છે. તે દિવસે ઝીણી-બુંદે વરસાદ પડવો શરુ થયો ત્યારે હિમાલયની પેલી પગદંડી પર કેવી ગજબની વાંસળી વાગી રહી હતી. અરે! એવી



વાંસળી વગાડવાનું મારે માટે શક્ય બન્યું હોત.

—અથવા તો રખડુ ભરવાડ બન્યો હોત કે જેથી

વાંસળીમાં જગતની સઘળી વેદના વિસારી મૂકતઃ અથવા તો અઠંગ મુસાફર કે જેથી, હિમાદ્રિના 'ઇન્દ્રધનુષરંગો'માં ગ્લાનિ માત્રને ભૂલી જાતઃ ગાતાં આવડયું હોત કે જેથી પેલા મનોહર પંખીની માફક દુનિયાની સઘળી બેવફાઈ ઉંચે આકાશમાં ઉડાડી મૂકતઃ કોઇ મહાકાવ્ય રચવાની શક્તિ હોત તો પણ દુઃખોને કલ્પનાજન્ય સુખથી રંગી દેતઃ અને જીવનનું મૂલ્ય પલટાવી નાખત. રે ! એવું કાંઈ ન થયું, જીવનનું અતળ ઉંડાણ તો જાણે જાણ્યું જ નહિ. કોઈ એવી અત્યંત વિરલ ઇન્દ્રધનુષરંગી પગદંડી પર ફરવાનું બને, કે એકાદ ઘેલી માશુકની પાછળ જાનેફ્ના થવાનું સ્વપ્ન જન્મે તો પણ હું તો માનું કે જીવન છેક નિષ્ફળ ન હતું.



રે ! એ સમય જ્યારે સાંભરે છે !

—એ વખતે અકાળે ખીલેલું એકાદ રખડતું ફૂલ અંતરને આનંદથી ભરી દેતું; નાનું સરખું કોઈ પણ પંખી ચિત્તને પ્રસન્ન કરી મૂકતું; અરે, વધુ શું ? આકાશમાં વેરણછેરણ

રજકણ

રખડતી થોડીક વાદળીઓ હૃદયને થનગન નચાવવા માટે બસ હતી. સૃષ્ટિના અણુએઅણુમાં મોજ આનંદ-પ્રસન્નતા દેખાતાં.

—રે ! એ સમય આજે સાંભરે છે.

—આંગણે રોપેલા જૂઈ પર જ્યારે પહેલવહેલું માત્ર એક જ ફૂલ દેખાયું-અથવા જવા દો-એ ઉલ્લાસનો એક હજારમો ભાગ આજે બગીચાનાં લાખો ફૂલોથી પણ મળી શકતો નથી.

—એ નિર્દોષ સમય આજે સાંભરે છે અને હૃદયમાં ઊંડો સ્મૃતિજન્ય શોક છવાઈ જાય છે. વિષાદઘેરું અંતઃકરણ ઊંડું ઊંડું ઉતરી જાય છે—અને છેવટે સાંભળી ન શકાય પણ સમજી શકાય તેવો અવાજ આવે છે.



'ભલામાણસ ! અજ્ઞાનથી ભરેલી નિર્દોષતા-એ છોડવામાં તો તારી માનવતા રહી છે એ કાં ભૂલે ? તારી એ નિર્દોષતા જ મારે મંજૂર છે જે તેં જીવનાવગ્રહમાંથી મેળવી હોય: જે તેં જ્ઞાન વડે કેળવી હોય. જીવનનું આ પરમસત્ય ભૂલી તું જાતને કાં ભૂલે ?

રે ! ભૂલકણા ! ભલા માણસ ! અરે વ્યર્થ રંગી !'



હરેક પળ મને મૃત્યુ પાસે ધકકેલી રહી છે, એ જાણ્યા પછી એવા અનિવાર્ય મૃત્યુની તે મારે શી ચિંતા હતી?

—એનાથી ધ્રૂજવાની વૃત્તિ તો કયારની ચાલી ગઈ છે. એનાથી ડરવાની ટેવ—જાત સિવાય બીજાથી ડરવાનું મેં છોડી દીધું છે. એના ઓળાનો ત્રાસ —ગ્લાનિમય કરી મૂકે એવો ભયંકર રહ્યો નથી.

—મને તો આટલો જ પસ્તાવો રહ્યો. અનુભવથી —જ્ઞાનથી—નિત્યજાગૃતિથી જે ઘડીએ મેં જીવનની નવી શકયતાઓ નિહાળી, જે ઘડીએ આ જન્મમાં જ એ સિદ્ધ કરવાનો સંકલ્પ કર્યો તે ઘડીએ જ ઉંડા ઘેરા અંધકારમાં મૃત્યુની આંખ નજરે પડી. નીરવ અંધારસાગરમાં દૂર—દૂર અગ્નિબિંદુ સળગતું હોય તેવી.

—મને એટલો જ પસ્તાવો રહ્યો. જીવનની આ સઘળી શકયતાઓ સિદ્ધ કરવાનો મને અવકાશ મળ્યો હોત—મૃત્યુની પ્રતીક્ષા માટે ચિત્તની તૈયારી



થઈ ગઇ હોત તો જાણે ઘરનો ઉંબરો ઓળંગતો હોઉં તેમ એને વટાવી જાત, અને આ દેહ પણ મૃત્યુને સોંપવામાં પરમ આનંદ આવત. મૃત્યુનો તો ડર નથી, પણ એ આનંદની આશા રહી ગઈ તે રહી જ ગઈ.

**અરે!** ઘણી વખત–ઘણી વખત–મને એવું થાય છે કે જાણે દુનિયામાં હું કોઈને ઓળખતો ન હોઉં, કોઈ મને ઓળખતું ન હોય.

–ઘણી વખત–ઘણી વખત–વિસ્મૃતિના અગાધ સમુદ્રમાં, છેક તળીએ જ્યાં કોઈ નહિ હોય ને માત્ર કલ્પનારાણી હશે–ત્યાં લીન થઈ જવાનું મન થાય છે.

–મને કોઈ ઓળખતું ન હોય–હું કોઈને ઓળખતો ન હોઉં–એવા દૂર દૂરના અજાણ્યા

પ્રદેશમાં એકલડોકલ ભટકતા મુસાફર જેવો બની ગયો હોઉં !–એવો મુસાફર કે જેને ક્યાંથી આવ્યો છે તે જાણ ન હોય, ક્યાં છે તે માલુમ ન હોય, ક્યાં જવાનો છે તેની ખબર ન હોય. ખબર હોય માત્ર લાંબા લાંબા પંથે આગળ જવાની. એવા કેવળ વિસ્મૃતિસાગરને પંથે એકાદ મુસાફરી ખેડવાનું અહોભાગ્ય મને મળે !



–પૃથ્વી પટ પરનાં લાખો માનવીઓમાં હું પણ એક બિંદુની માફક ભળી જાઉં ! જ્યાં મને કોઈ ઓળખે નહિ, કોઈ સંભારે નહિ, કોઈ શોચે નહિ. રે ! એવી કેવળ શૂન્ય અવસ્થા આવી મળે.

–અને લાંબા લાંબા પંથને અંતે કોઈ સુંદર ઝરણાની પાસે નાની સરખી બેયાદાદાની ઝૂંપડી જેવી ઝૂંપડીમાં સૌન્દર્ય મૂર્તિ જેવી કોઈ રાણી સ્વપ્નની અને જીવનની વર્ષોથી રાહ જોતી બેઠી હોય !

–અને ધીમેથી–દિવાસ્વપ્નમાંથી જાગીને ‘ અંતે તું આવ્યો ? તને માર્ગ મળ્યો કાં ? એવા સોનેરી

રૂપેરી ઘંટડી જેવા મધુર અવાજે એ સત્કારે—જેમ રાહ જોતું પરમ સત્ય એકાકી એકાદ મુસાફરને હર્ષથી સત્કારે છે તેમ; જેમ નિરવધિ પ્રેમથી ભરેલી કુદરત માર્ગ ભૂલ્યા મુસાફરને સત્કારે છે તેમ; નિરવધિ પ્રેમથી સ્વપ્નરાણી મને સત્કારે અને મંજુલ અવાજે પૂછે ' અંતે તને માર્ગ મળ્યો કાં ? '

' તો શું ? ' એમ તું પૂછે છે ?

' પછી શું ' એમ તું પૂછે છે ?

તો શું ? થાકેલા મુસાફરને પ્રોત્સાહન આપતી જીવનરાણી, ને જીવનસંગ્રામનો થાક ઉતારતી સ્વપ્નરાણી એના કરતાં વધારે મનોરમ ચિત્ર તેં વળી કયારે જોયું છે કે પછી શું એમ તું મને પૂછે છે ?

એ અવસ્થા જ એવી છે
કે જેની પછી ' પછી ' નથી.



તે રાત્રિ કેટલી સુંદર હતી !
—દિવસ જ્યારે સુંદર
—સ્વચ્છ હોય છે અને રાત્રિ
ખુશનૂમા, ત્યારે પ્રકૃતિની
એ પ્રસન્નતાની પાછળ કાંઈક
ઊંડો ભેદ છૂપાયલો હોય છે.

રજકણ



૮

તે રાત્રિ પણ એવી સુંદર હતી. એની પાછળ ભેદ હો કે ન હો, પણ એની મોહક સુંદરતા તો હજી પણ સ્મૃતિમાં સ્ફુર્યા કરે છે.

નર્મદાનો એવો સુંદર કિનારો શાંત ધીરાં ગંભીર જલ, સ્વચ્છ આરસની પેલી ડુંગરાની હારની હાર, અને વનલક્ષ્મીને, જનલક્ષ્મીને, અને સારી સૃષ્ટિને ચાંદનીના રૂપેરી જળથી નવરાવતી આકાશની રજનીરાણી, આજ પણ, એ સઘળું ફરી ફરીને યાદ આવ્યા કરે છે.



એવું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે મને કૈલાસ પર્વતની મનોરમ સૃષ્ટિ યાદ આવેછે.

એવું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે મને ઉમા-મહેશની પ્રતિમા નજરે ચડે છે.

કાંઈ પણ અત્યંત સુંદર હું જોઉં છું, ત્યારે હમેશાં મને મારી મા સાંભરે છે.

વર્ષો પહેલાં નર્મદા તટ પર રજનીરાણી આવી જ સુંદર બની હતી; અને નિરભ્ર આકાશમાંથી

સ્વચ્છ રૂપેરી રસધારા સ્ફાટિક જેવા નિર્મળ આરસના પહાડો ઉપર વર્ષી રહી હતી.

પણ નર્મદા તટનો એ એકાકી સાધુ, આવી મનોરમ રાતે પણ, પોતાના ભજનમાં તલ્લીન બેઠો હતો. આવી અમૂલ્ય પળને એ પોતાના એકતારામાં ગૂંથી રહ્યો હતો.

શાંત સ્થિર એકચિત્ત બેસીને એ પોતાની વેદનાની—પશ્ચાત્તાપની—જીવનતાપની જાણે ગાથા ગાઈ રહ્યો હતો.



રજનીરાણીએ સ્ફાટિક જેવા નિર્મળ પહાડો ઉપર તે દિવસે ઓઢાડેલું બેનમૂન વસ્ત્ર—એવું તો શોભી રહ્યું હતું કે સૃષ્ટિ-સૌન્દર્યનો રસિયો કવિ તો એને 'હજાર રાતની એક રાત' ગણે.

પણ એને એકાકીને—જીવનતાપની ગાથા ગાનારને—રજનીના આવા રૂપેરી સ્વાંગની શી પડી હતી?



એ તો એકધ્યાની આંતરચક્ષુ–સઘળું સૌન્દર્ય અંદર સંગ્રહી બેઠેલો એવો પ્રશાંત સાધુ હતો.

એક વખતનો સૈનિક આજે સાધુ બનીને બેઠો હતો; જીવનના થાકથી નહિ, અંતરના તાપથી; વ્યગ્રતાથી નહિ; સિદ્ધાંત સામર્થ્યથી.

અને છેક મધરાતે એણે તો માત્ર બે શબ્દ જ કહ્યા. કદાચ પોતાને જ સંબોધીને.

'હવે છેલ્લી–છેલ્લી કસોટી પણ પસાર થઈ જાય એટલે જંગ જીત્યા. દેહનૌકા આ તોફાન પસાર કરે એટલે બસ.'

આવા એકાકી નરને પણ કસોટી? શી ખબર?

અંતે કસોટીનો દિવસ નજીક આવ્યો.

જેવી મનમોહન પેલી ચાંદની રાત હતી એવી જ ભીષણ એક બીજી અંધારી રાત આવી. તે રાત્રે



નર્મદાની ઊંચી ભેખડો જાણે અંધકારની ભયંકર ગુફાઓ હોય એવી ઊભી હતી અને તેમાં દૂરદૂરથી આવતો પાણીનો અવાજ રાત્રિના ઘોર રુદન જેવો લાગતો હતો. કોઈ વખત જ્યારે પાંદડું પણ ન ફરકે એવી શાંતિ થઈ જતી ત્યારે તો લાગતું કે હવે બીજી પળે કોઈ ભયાનક અવાજ ફાટી ઊઠશે; એવી શાંતિ વખતે પ્રચંડ શબ્દો ક્યાંયથી સંભળાતા ન હતા—પણ જાણે સ્થળ સ્થળમાંથી હમણાં જ ઊઠશે એમ વાતાવરણમાં સભર ભર્યા લાગતા હતા. અને એવી અંધાર ઘેરી રાતે પેલો સાધુ ભજન કરી રહ્યો હતો. જગતને અમૃતરસમાં નવરાવે એવું મૃત્યુગીત ગાઈ રહ્યો હતો.

પણ વચ્ચે વચ્ચે આવી જતી ભયાનક શાંતિ એક હૃદયને વધારે ને વધારે અશાંતિ આપી રહી હતી.

એક સશસ્ત્ર સૈનિક પોતાની અર્ધખુલ્લી તલ-



વાર ઉપર હાથ મૂકીને ત્યાં ઊભો હતો; પેલા સાધુની બરાબર પાછળ; સાધુ બની બેઠેલા સૈનિકને હણવા.

અંતે તેણે તરવાર ઉપાડી—અંધકારને અજવાળી દેતી વીજળીની જેમ એ ચમકી અને સાધુના શરીર પર પડી. લોહીની ધારાથી પૃથ્વી ભીંજાણી.

સાધુનું સંગીત ઘડીભર અટક્યું—પણ પાછું કાંઈ ન હોય તેમ અવિરામ ચાલતું રહ્યું.

ભોંઠા પડેલા બેશરમ સૈનિકે અંધકારમાં બોલ ફેંક્યો:

'એલા . . તું . . તું જ કાનપુરનો સત્તાવનના બળવાનો નેતા નાનાસાહેબ તો નહિ કે?'

પ્રશાંત જવાબ આવ્યો: 'ના ના. હું?—હું તો એની ચરણરજ. હું તો લખનૌનો . . . . . એનો દાસાનુદાસ.'

'હાં, હાં, ઓળખ્યો. હું તને જ શોધી રહ્યો હતો.'

સંપૂર્ણ શાંતિથી જવાબ મળ્યો:

'મને ખબર હતી. તું આવ્યો છે. તું આવીશ.

શસ્ત્રસંન્યાસ સ્વીકાર્યો પછી આજની આ કસોટી મારે માટે આકરી હતી.'

'કસોટી ?'

'ત્યારે બીજું શું ? જેણે જીવનસંતાપને તાતના ચરણે ધર્યા—તેને પછી ફરિયાદ તો કરવાની રહી જ ક્યાં ?—હું આ કસોટી માટે તૈયાર જ હતો.'



જીવનરસ જેવા લોહીના વહેવાથી સાધુના શબ્દો મંદ પડવા લાગ્યા.

'મારા સ્વીકારેલા સંન્યસ્તધર્મની આ આકરી કસોટી હતી—મને ડર હતો કે મારા ભૂતસંસ્કાર જાગીને, મેં મેળવેલી અલ્પ જીવનલક્ષ્મી વેડફી મારશે. પણ હવે એ ડર ગયો. તું આવશે—આવ્યો છે—એ મને ખબર હતી. જીવનમહોત્સવની આ પળ માટે હું રાહ જોઈ રહ્યો હતો.'

અને વધુ કાંઇ પણ બોલ્યા વિના એ નીચા નેણે ધરતીમાતાને નિહાળી રહ્યો: 'માતા ધરતીમાં કેટલું અમી વહી રહ્યું છે! આ જર્જરિત દેહને કેટલા પ્રેમથી એ સાચવશે!' માતાના એવા



વહાલની કલ્પનાથી એના મોં ઉપર અજેય એવું સ્મિત ફરકયું ને એવી જ સ્થિતિમાં તે શત્રુના ચરણે ઢળી પડયો.

અશસ્ત્ર રહી અને સશસ્ત્રને જીતવાની–સંન્યાસી ધર્મની કસોટી એ પસાર કરી ગયો હતો.

સૈનિક નીચે નમ્યો–એવા શાંત આત્માને જોવા–પણ રાતના અંધારામાં, પૃથ્વીના શણગાર જેવું એના મોં પરનું પેલું અજેય સ્મિત એને જોવા મળ્યું નહિ.

અને એ કયાં એને માટે હતું?

પૃથ્વીને સાંજ સવાર શણગારતો સૂર્ય બીજું કાંઇ કરતો નથી–થોડાંક આવાં નરવીરોનાં મૃત્યુંજયી સ્મિત એકઠાં કરી એનો મુગટ ધારણ કરે છે એટલું જ.

જુવાની–એનું મૃત્યુ ખોટી કોમળ લાગણીમાંથી જન્મે છે.

મેં–મેં વળી આનાં કરતાં વધુ તારી પાસે શું માગ્યું હતું? કેટલી નાની એ માગણી હતી? અને છતાં તેં



ના પાડી! મેં શું માગ્યું હતું? આટલું જ નાં?

–પેલા સામેના ડુંગરા પર વાદળાં ઘૂમતાં હતાં, નીચેની લીલી ભોંએ ખાસ્સો ઘેરો નીલશ્યામ રંગ ધારણ કર્યો હતો, દેવદારુનાં ઊંચાં વૃક્ષો પર ઝીણી બુંદે વરસાદ પડવો શરૂ થયો હતો, ને પૃથ્વીએ અજબ જેવું મોહિની રૂપ ધાર્યું હતું.

–આવો સુંદર સમય જોઈને મેં તારી પાસે માગી માગીને શું માગ્યું હતું?

–રાજવૈભવની, યશપ્રતિષ્ઠાની, શક્તિની કે વિદ્યાની એવી એ માગણી ક્યાં હતી?

–કેટલી નાની એ માગણી હતી અને છતાં તને ના પાડતાં શરમ પણ ન આવી?

–મેં તો આટલું જ કહ્યું હતું: ‘આવો મનોહર

સમય હોય ને પૃથિવી આવું મોહક રૂપ ધારણ કરે, ઝીણી બુંદે એક ધારો પણ શાંત ધીમો મધુર વરસાદ પડવો શરૂ થાય, ત્યારે મને મારું નાન-પણનું ઘર અને મારી મા સાંભરી આવે છે. આવે સમયે–ભલે માત્ર બે ક્ષણને માટે–પણ મને મારી માના ખોળામાં તું સૂવારી આવજે; બસ આટલું જ.

–ગામના છેક છેવાડા ભાગમાં જ્યાં મારું નાનપણનું ઘર છે, ત્યાં ઘણી વખત આવી શાંત મેઘલી રાતે હું માના ખોળામાં સૂતો. તે વખતે આકાશમાંથી ઝીણી બુંદે વરસાદ આવતો હોય, ઘરનાં નેવાં પણ ધીમાં ધીમાં રહી રહીને ટપકતાં હોય, ફળીમાં આવેલા લીમડાનાં પાન મોતીની જેમ જલબિંદુને ખંખેરતાં હોય, ને સ્વપ્નસૃષ્ટિમાં પડેલા મારા દેહ ઉપર માતાનો અમૃતસ્રાવ જેવો હાથ ફરતો હોય.

–મેં તારી પાસે એટલા માટે જ માગણી કરી હતી કે, ભલે બે પળને માટે પણ મને એકવાર



ફરીથી, માતાના એ ખોળામાં સૂવારી આવજે—
જ્યારે આવી શાંત સુંદર મેઘલી રાત હોય ત્યારે;
આમ ધીમેથી વાદળ વરસીને ધીમાં જલબિંદુ
ટપકતાં હોય ત્યારે.

—અને તેં કહ્યું: 'ના રે! માતાનો ખોળો તો
બે જણને જ મળે. એક નિર્દોષને અને બીજા
નરપુંગવને. ત્રીજાને એમાં સ્થાન નહિ.

—તું નાનો હતો – નિર્દોષ હતો – ત્યારે એ
ખોળામાં પડચાં પડ્યાં તેં સ્વપ્નભોમની કવિતા માણી
લીધી. હવે તારે માતાનો ખોળો જોઈતો હોય તો
કોઈ પરમ સત્યનો સૈનિક થા. સૈનિક થઈને એવા
ઘા ઝીલી લે કે સૌની માતા ધરિત્રી તને પ્રેમથી
ખોળે બેસારી તારા કેશ સમારે.

—એવા એ માર્ગ સિવાય બીજો કોઈ રાજ-
શાહી માર્ગ ન મળે.

—સીતાને અને સોક્રેટીસને એ જ માર્ગ દર્શાવ્યો



હતો – માતા ધરતીનાં અમી ઝીલવાનો – એને ખોળે બેસવાનો. અનેક નરપુંગવો એ જ માર્ગે વળ્યા છે. માર્ગ એ જ છે, બીજો રાજશાહી માર્ગ ન મળે. બીજો ટૂંકો માર્ગ પણ ન મળે.

–તું એ મેળવી શકે; અમે આપી શકીએ નહિ.

સબૂર ! મિત્રો ! એક ઘડીભર થોભો.

શિયાળાની ભૂખરી સાંજમાં આથમતો સૂર્ય તમે જોયો છે ? – પોષની ઠંડીમાં ઢગલે ઢગલા વેરાઈ જતાં લીમડાનાં પાન જોયાં છે ? અને એ સઘળું જોયા છતાં તમને કાંઈ જ વિચાર આવ્યો નથી ?



મિત્રો ! જીવન આટલું ક્ષણિક હોય તો એની થોડામાં થોડી ક્ષણો વધારેમાં વધારે તેજસ્વી શી રીતે કરવી એનો કાંઈ વિચાર કર્યો ?

સબૂર ! એક ઘડીભર થોભો: વિચારો: અને પછી આગળ વધો.

કલ્પના – કાં ? એનો જીવનમાં શો ઉપયોગ એ તમારો પ્રશ્ન છે કેમ ?

એનો જવાબ આ રહ્યો.

તમારા જીવનમાં ખુરશીને સ્થાન, ટેબલને સ્થાન, પથ્થરના ટુકડાને સ્થાન, માત્ર કલ્પનાને જ સ્થાન નહિ ?

તમારા થર્ડહેન્ડ ઓવરકોટ કરતાં પણ એ વધારે નિરુપયોગી ?

જીવનરચનામાં એક આ વસ્તુ જ તમને નિરર્થક જણાઈ કાં ?

મને તમારા વિચારદારિદ્ર્યની દયા આવે છે. બીજું શું ?

જગતની સાથેની સમાધાનીનો ટૂંકામાં ટૂંકો રસ્તો આ રહ્યો. જાતની તપાસ–પોતાની જાતની તપાસ– એવી તપાસ કરનારને દુનિયા સામે કાંઈ પણ ફરિયાદ કરવાની રહેતી નથી, તેમ જ કોઈપણ નિષ્ફળતા એને આંગણે મૂકવાની વૃત્તિ થતી નથી.





'જોયું નાં? આ વજ્ર જેવું ખડક અને આ તોફાની સમુદ્ર? બન્નેમાંથી એકેને આરામ નથી. આરામ લેવાની પરવા પણ નથી. સમુદ્રનાં મોજાંએ નિશ્ચય કર્યો છે કે ખડકને ભેદવું; ખડકે નિશ્ચય કર્યો છે કે મારે ન ભેદાવું. બસ આટલું જ. મારે તને આ બતાવવાનું હતું.'

ગુરુનાં વચન જુવાન શિષ્ય સાંભળી રહ્યો, પછી એ ધીમેથી બોલ્યો: 'પણ એ તો જડ છે.'

'માટે જ તારે ચેતનને તો એના કરતાં હજાર ગણી વધુ નિશ્ચયબુદ્ધિ હોવી જોઈએ; ન નમવાની, ન ડગવાની, ન પડવાની. લોકો એ વૃત્તિને યુદ્ધક્ષેત્રના પડછાયા જેવી સમજે છે. ખરી રીતે એ જીવનના હરેક ક્ષેત્રની સાહજિક વૃત્તિ છે; ન નમવાની, ન ડગવાની, ન પડવાની, ન હઠવાની. શિષ્ય મૌન રહીને સાંભળી રહ્યો.

ત્યારપછી તેણે દુનિયા સામે ફરિયાદનો એક હરફ કાઢયો નથી. પ્રયાસ આડે એને પરિતાપનો સમય પણ નથી.



ઠંડી બનતી રાત્રિમાં ફૂલ ધીમેથી વાત કરી રહ્યાં હતાં:

'આપણુને પણ એ ભાગ્ય મળે જે આપણા મિત્રોને કાલે મળ્યું: કોઈ વિલાસવતીના મત્ત સુગંધી દેહ પર શૃંગાર રૂપે રહેવા કરતાં, એકાકી, સ્વજનથી દૂર એવા થાકયાપાકયા મુસાફરની ચરણરજમાં આળોટવાનું મળે, અથવા ઘડી ભોગવીને ફેંકી દેવાની રાજકંઠમાં શોભતી માળામાં ગુંથાવા કરતાં કોઈ નિર્દોષ મૃતબાલિકાના દેહપર સુગંધી પાથરવાનું મળે.'

શા ઉપરથી તું એમ ધારી લે છે કે મારી મોટામાં મોટી આકાંક્ષા સુખની હશે?

સુખ?—એ શબ્દ સાથે આરામ—આરામ પણ નહિ, આળસ—સંકળાયેલું છે. લોકો સુખ એટલે આરામ ગણે છે. આરામ એટલે આળસ એમ માને છે.

મારી મહત્ત્વાકાંક્ષા સુખની હોય તો પણ એ સુખ આવું તો નથી જ.

ખરી વાત તો એ છે કે સુખની મારી કલ્પના તદ્દન જુદી જ છે.

જીવનસરણી–સીધી સરળ—હોય એમ મેં કદી ઇચ્છયું જ નથી. ભયંકર અંધારઘેરાં કોતરો ને ભીષણ ઊંચા સીધા પહાડી ખડકો, ભરચોમાસે ઉછળતો તોફાની દરિયો, ને સમશેરધારી ભવાનીઃ એ સઘળાં દૃશ્યો અનુપમ છે. પણ અસાધારણ દૃશ્ય તો મને આ લાગ્યું છેઃ ભ યં ક ર તા સા મે થ ના રી નિ ર્ભ ય તા.

અને એટલા માટે કોઈની પાસે ન હોય એવી વિરલ નિર્ભયતા–એને હું સુખની ટોચ સમજું છું. ભયંકરતાને મીઠ્ઠી મીઠ્ઠી પીંખી નાખનારી વિ ર લ નિ ર્ભ ય તા.



ભયંકરતાને વ શ ક ર ના રી નિ ર્ભ ય તા –કાલીય દમન–કૃષ્ણ જીવનનું એના કરતાં વધારે મનોહર સ્વરૂપ–કોઈ જોઈ શક્યું છે ?

**અચાનક** કોઈને પણ જાણ કર્યા વિના–પેલો વિખ્યાત શિલ્પી એકાએક અદૃશ્ય થઈ ગયો એ તમને ખબર છે ?

નદીને કાંઠે કેટલી સુંદર એની ઝૂંપડી હતી! જાણે તેજછાયાના મનોહર પાત્રમાંથી રૂપ અને રેખાનાં અપાર્થિવ રજકણો લઈ એ સર્જન કરતો હોય એવી દેવાંશી પ્રતિમાઓ એ ઘડતો.

કીર્તિની ટોચ દેખાઈ ત્યારે અચાનક એ અદૃશ્ય થઈ ગયો. મોગલ જમાનાના પેલા વિખ્યાત ચિત્રકાર દસવંતની પેઠે. કોઈએ એ ઘેલછા માની. કોઈએ એ નિરાશા ગણી. કોઈએ એને સ્નેહભંગની કથા કહી.

જેની પાસે એનું હૃદય ખૂલ્યું એને તો એણે આટલું જ કહ્યું હતું: 'આંતરિક જીવન અને બહારની કીર્તિ—એ બન્નેનો સાચો મેળ નથી હોતો ત્યારે માણસ જેટલો વહેલો કીર્તિનો ત્યાગ કરે એટલો વહેલો એ પોતે તરે ને બીજાને તારે; કીર્તિની ઉપાસના એ માણસનું સૌથી ભયંકર વ્યસન છે;



કીર્તિની ખાતર જે કરતો હતો તે હવે અજાણ્યો—અણજાણ રહીને કરીશ. વ્યસન છોડવાનો મારે માટે એ એક જ માર્ગ હતો.'

અને પછી તો તેણે દેશના ખૂણેખૂણા—મંદિ-



રોના ચોકેચોક—નાગરિકોનાં ઘરે ઘેર—અઢળક સૌન્દર્યથી શોભાવી દીધાં.

છતાં એ અજાણ્યો શિલ્પી કોઈ દિવસ દેખાયો નહિ—તે દેખાયો જ નહિ.

લોકોને ફૂલનીમાળા એને ગળે ધરવાની ઇચ્છા રહી ગઈ તે રહી જ ગઈ.

—પણ એણે એક વખત કહ્યું હતું: 'હજારો યોદ્ધાઓ જ્યાં પડચા હતા તે રણભૂમિમાંથી પસાર થતાં એક દિવસ મને લાગ્યું કે જેમનાં નામોનિશાન પણ રહેવાનાં ન હતાં તેમણે—એક મામુલી પથ્થર પણ નિશાની તરીકે રહેશે કે નહિ એની શંકા છતાં—ચિત્તોડને આંગણે જીવન અને જુવાની ધરી દીધાં, અને એવા સ્વાર્પણે યશની ઇચ્છા પણ ન કરી, ને હું એમની મૂર્તિ ઘડનારો યશ વાંચ્છું? બસ, ત્યારથી મને કીર્તિનીરેખા સર્પરેખા જેવી ભયંકર લાગવા માંડી. જીવનનું સાચું અમૃત ચૂસીલેનાર વિષ-કન્યા લાગી!

લોકો કહે છે કે દૂર દૂરના પહાડની એકાંત ગુફામાં એ શંકરના વિષપાનની કોઈ અદ્‌ભૂત પ્રતિમા ઘડી રહ્યો છે.

પક્ષીઓ ! મિત્રો ! તમારા જીવનમાં આટલો બધો આનંદ એવી તે કઈ તમારી મોટી સમૃદ્ધિ છે કે જેથી આ નિત્યનો ઉત્સવ તમને સહજ બની ગયેલ છે ?



કયા જીવનબળમાંથી આટલો ઉલ્લાસ તમે મેળવો છો ?

'અમને કોઈ અદૃશ્ય સત્તા સાચવી રહી છે એ પરમ વિશ્વાસમાંથી જન્મતી શક્તિ અમારા અણુએ અણુમાં આનંદ ભરી દે છે–એવો આનંદ કે જેવો બાળકો માતાના ખોળામાંથી મેળવે છે–જેવો સંતો જીવનમાં કેળવે છે.'

ક્ષણિક ઊર્મિઓ–પછી ભલેને તે ગમે તેટલી પવિત્ર ને સુંદર હોય–પણ એમને જીવનમાં વણવાનો જ્યાં સુધી મનુષ્ય આરંભ ન કરે ત્યાં સુધી એ દરેક ઊર્મિનું ખરું રહસ્ય મેળવી શકે નહિ. ખરું મૂલ્ય પણ આંકી શકે નહિ.

સંપત્તિ ભેગી કરો–અને એની પછવાડે જ લૂંટ ચાલી આવે છે.

લાખો રંગી પતંગિયાં! તમારી થોડા દિવસની જીવનમૈત્રી સંભારીને બિચારાં ફૂલ પોતાની અશ્રુ-કથા કોને કહેશે?

'અમારી અને ફૂલની મૈત્રી ક્ષણિક છે—અમારા જીવન જેવી—એ સાચું, પણ એવી એક ક્ષણની સજાવટ માટે તો તમારા જેવાનાં કેટલાંય વર્ષો પણ ઓછાં પડે! એટલે જ એવા ક્ષણિક જીવનની પાછળ એક પણ આંસુ નથી. એથી ઉલટું એકાદ ક્ષણ સાચી રીતે ગાળ્યાનો સંતોષ છે ખરો.'

કીર્તિ અને તમારી આંતરજાત એ બેમાં કોણ તમારું વધારે નિકટવર્તી છે?

તમારી આંતરજાત કે તમારો વૈભવ; કોણ તમને વધારે પ્રિય છે?



પ્રાપ્તિ કે અપ્રાપ્તિ, કોની અસર તમને વધારે વિનાશી થઇ પડે છે?

આ પ્રશ્નો તમે તમારી જાતને કોઈ દિવસ પૂછ્યા છે?

*જે બીજાને ઓળખે તે ડાહ્યો છે;
પણ જે જાતને ઓળખે છે તે પ્રજ્ઞ છે.
જે બીજા ઉપર વિજય મેળવે છે તે બળવાન છે;
પણ જે જાત ઉપર વિજય મેળવે છે તે સમર્થ છે.
જેણે સંતોષ જાણ્યો છે તેણે વૈભવ મેળવ્યો છે.

જે પોતાને માર્ગે પોતાની રીતે આગળ ધપે છે
તે ઇચ્છાશક્તિ મેળવી રહ્યો છે.
જે પોતાના પંથથી ચલિત થતો નથી તે ધૃતિવાન છે.
જે મરણ પામે છે પણ જે વિનાશ પામતો નથી,
તે આયુષમાન છે.

આસક્તિ એટલે નિરર્થક ઘસારો.

સંપૂર્ણતાની ટોચે પહોંચવા મથતો માણસ
જ્યારે એક પ્રકારની અપૂ-
ર્ણતા અનુભવે છે, ત્યારે
એ સંપૂર્ણતાની એટલો
વધારે નજીક આવે છે.



એ અપૂર્ણતા અનુભવે છે માટે જ એ સંપૂર્ણ છે.
એવી અપૂર્ણ સંપૂર્ણતા અવિનાશી છે.*

રજકણ

* અંગ્રેજી ઉપરથી



માણસને જ્યારે 'મારાપણાનું' અભિમાન નથી હોતું ત્યારે એ પોતાનું પોતાપણું મેળવે છે.

જ્યારે એ પોતે 'સ્વત્વ' મેળવે છે ત્યારે સઘળાના સ્વત્વને ઓળખે છે.

પછી એ સાધુ પ્રત્યે સાધુ રહે છેઃ કારણ કે એ એનું સ્વત્વ જ છે.

અને અસાધુ પ્રત્યે પણ સાધુ રહે છેઃ કારણ કે એવી રીતે જ સાધુતાનો વિજય થાય.

વિશ્વાસુ પ્રત્યે એ વિશ્વાસ રાખે એટલું જ નહિ, અવિશ્વાસુ પ્રત્યે વિશ્વાસ રાખીને વિશ્વાસનું સામ્રાજ્ય સ્થાપે.

આ કોણ છે?—મારો માશીનો દીકરો; મારો જ્ઞાતિબંધુ કે બીજો કોઈઃ એવી ઓળખાણને લીધે સમાનતા સ્થાપવાનો પ્રયત્ન નહિ, પણ એનામાં ને મારામાં શું અવિચલ છે, એ અધિકારની સમાનતા આણવાનો પ્રયત્ન, એ ખરી સમાનતા છે.*



* અંગ્રેજી ઉપરથી



કારણ કે સાધુની રાજસત્તા તદ્દન સાદી અને નૈસર્ગિક હોય છે.

અને છતાં જે વસ્તુને લોકો સંસાર વ્યવહાર સાચવવા માટે તજી દે છે—એ જ વસ્તુને તે અપનાવે છે. માનવ પ્રત્યેનો અવિચલ વિશ્વાસ.

*હું જાણું છું એમ ન જાણવું એ ઉત્તમ.

ન જાણવા છતાં માનવું કે હું જાણું છું એ માનસિક વ્યાધિ.

આ માનસિક વ્યાધિ, એ વ્યાધિ છે એમ જાણવું, એટલે એ ઉપાધિમાંથી મુક્ત થવાની શરુઆત.

પ્રાજ્ઞ, માનસિક વ્યાધિનો વ્યાધિ જાણે છે, માટે એ ઉપાધિથી એ મુક્ત થઈ રહે છે.

*પ્રજા મૃત્યુને શોધે છે, ત્યારે એ જીવન મેળવે છે; અને જીવનનો મોહ રાખે છે ત્યારે મૃત્યુ મેળવે છે.

રજકણ

* અંગ્રેજી ઉપરથી



તમારી જાતને જે કાંટા વળગ્યા છે તે ઘસી નાખો; જે વસ્તુ જાતથી છૂટી પડીને લટકે છે તેનો વિનાશ કરો; જે ઉપરના ચળકાટ માટે છે તેને ઝાંખી કરી નાખો; અને વિનમ્રતાથી સૌની સાથે ભળો.

આનું નામ સાચી સમાનતા.

સાચી સમાનતામાં એકબીજાની ઓળખાણુનો અવકાશ નથી; ઓળખાણ એટલે તો અસમાનતા; ઓળખવાનો પ્રયત્ન નહિ—જાણુવાનો પ્રયત્ન. એમાંથી સાચી સમાનતા જન્મે. વળી એમાં એકબીજાને છૂટા પડવાનો અવકાશ નથી. એમાં ઉપકારી ક્રિયાને સ્થાન નથી. એમાં નફા—નુકસાનનો હિસાબ નથી. એમાં એક કરતાં બીજાની સ્થિતિ ઉચ્ચ હોવાનો સંભવ નથી. એમાં કોઈ કોઈનાથી નીચે જઈ શકતું નથી.

એટલા માટે દુનિયામાં સાચી સમાનતા એ સર્વોત્તમ વસ્તુ છે.*



* અંગ્રેજી ઉપરથી



જીવન્ત પદાર્થ મૃદુ અને નાજુક હોય છે. માણસ જીવતો હોય ત્યારે મૃદુ હોય છે. મરણ પામે છે ત્યારે કઠણ ને કર્કશ બને છે. પશુઓનું પણ એવું છે. સઘળી જીવન્ત ક્રિયાનું એ પ્રમાણે છે. સરકારી રાજતંત્ર કે કોઈ પણ તંત્ર કર્કશ ને કઠણ લાગે ત્યારે એ ખરી રીતે મૃત્યુ તરફ ધસી રહ્યું હોય છે—મૃત્યુ પામેલ હોય છે. જીવનની નિશાની તો મૃદુતા છે.

જેને બુદ્ધિ અને લાગણી બન્ને માન્ય કરે : જેને સ્વપ્ન જેવી ભાવના પણ સાચું ગણે : અને જે વ્યવહાર માર્ગે જતાં લેશ પણ ઝાંખું પડે નહિ —લેશ પણ ઓછું ઉતરે નહિ, એ જીવન સાચું.

લાગણીની, બુદ્ધિની કલ્પનાની કે શ્રદ્ધાની કોઈ પણ રીતની સચ્ચાઈ જો તમારામાં હશે તો તમે જીવનનું રહસ્ય સમજી શકશો : સમજવાને માટે સચ્ચાઈ જોઇએ છીએ : હોશિયારી નહિ.

રજકણ



જીવનનું રહસ્ય શોધવાની શરુઆત—શેતરંજ રમવાની કે ચોપટ ખેલવાની શરૂઆત જેવી સસ્તી થઈ ન જવી જોઈએ. અધિકાર અને અંતઃકરણ વિના એ વસ્તુ ન શોધવામાં જે લાભ છે તે એ વસ્તુ શોધવામાં નથી : અને તમારે આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ : એ શોધ ઘણીવખત જિંદગીભર પહોંચે છે અને અંતે પરિણામમાં એક મુઠી આશાનીભસ્મ મળે છે !

ઘણી વખત અતળ ઉંડાણમાંથી ફૂટતી નાની સરખી સરવાણી મોટા કુવા ને વિશાળ તળાવોને છલકાવી દે છે. એ પ્રમાણે જીવનનું માધુર્ય, જ્યારે સામાન્ય વ્યવહારવિવેક કરતાં કોઈ બીજા ઉંડા ને ઉચ્ચ મનોભાવમાંથી જન્મે છે ત્યારે એ પોતાની આસપાસના સંસારને મીઠી સુગંધીથી ભરી દે છે.

જેની હાજરીમાં દુનિયાની સઘળી વાત વીસરાઈ જાય—એ માણસ તમને કાંઈક આપી શકવાની યોગ્યતા ધરાવે છે.

કલ્પના, ઘણી વખત, પરિણામ વિનાનું હવાઈ વાદળ સરજે છે એ ખરું; પણ માણસ, એ ઈશ્વરની કલ્પના નથી તો બીજું શું છે? અને એથી



વિશેષ, ઈશ્વર, એ માણસની કલ્પના નથી તો બીજું શું છે? જો નિરીશ્વર જગત અવ્યવસ્થિત ને અમંગળ છે, તો કલ્પના વિનાનું જગત પણ અવ્યવસ્થિત ને અમંગળ છે. માનવમંગલ માટે કલ્પના અને ઈશ્વર બન્ને સરખાં આવશ્યક છે.

કોઈપણ હેતુ માટે પરણવું એ સુધરેલી બજારુ-વૃત્તિ છે; જાતીયઆકર્ષણ એ એક પ્રકારનું સ્ત્રી-પુરુષ વચ્ચે સમત્વ લાવનારું બળ છે, એમ ન સમજવાથી, જાતીયઆકર્ષણ ભયંકર ચીજ હોય તેમ સૌ એનું વિલોપન કરવા મથે છે: પણ એની દ્વારા જ સ્ત્રીપુરુષના અંતરમાં રહેલી સૌન્દર્યની પિપાસા—લાલસા નહિ—એનો વિકાસ શક્ય છે એ ભૂલી જવાય છે.



કેટલાક કહે છે જીવન શહેરમાં છે. બીજા કહે છે જીવન ગામડામાં છે. ખરી રીતે જીવન આપણામાં છે. જે સ્થળે માણસ પોતાને વધારેમાં વધારે સારી રીતે ઘડી શકે—તે સ્થળે જીવન છે.

ભલે લાકડાં હજારો મણ હોય પણ જેમ એક તણખામાં એ સઘળાંને બાળી નાખવાની શક્તિ છે, તેમ અભ્યાસ, તર્ક, બુદ્ધિ, એ સઘળાંને કલ્પનાની એક જ ઝીણી ચીનગારી કોણ જાણે ક્યાંનાં ક્યાં ઉરાડી મૂકે છે.

માણસ જ્યારે એમ ધારે છે કે પોતાનામાં શકિત છે પણ દુનિયામાં શકિતને પિછાનવાની શકિત નથી, ત્યારે એનું જીવન એક અખંડ ફરિયાદવહી—જેવું બની જાય છે. આવી નિર્બળતાએ ઘણાનાં જીવન કરુણરીતે હાસ્યજનક બનાવ્યાં છે.



સ્વૈચ્છિક ગરીબી વિના સંસ્કારિતા નહિ; સંસ્કારિતા વિના પ્રજા નહિ; પ્રજા વિના રાષ્ટ્ર નહિ; અને રાષ્ટ્ર વિના નરોત્તમો નહિ. સ્વૈચ્છિક ગરીબી નરોત્તમોને જન્મ આપે; નરોત્તમો સ્વૈચ્છિક ગરીબીને પોતાનો જન્મસિદ્ધ હક્ક માને.

તમે કોઇ વસ્તુમાં ન માનો તેનાથી અશ્રદ્ધા બનતી નથી. પણ તમે માનો છો કે તમે માનો છો ને ખરી રીતે માનતા નથી—એમાં અશ્રદ્ધા રહી છે. અશ્રદ્ધા પ્રાણને નાના બનાવે છે; સંસારને મોટો બનાવે છે.

અશકયતા જીવનમાં કે વિશ્વક્રમમાં નથી રહી, માનવની કલ્પનામાં રહી છે. જે માણસ અશકયતાની કલ્પના કરતો નથી, તે અશકયને જાણતો પણ નથી.

સમયનો—કાલનો જે માણસ અભ્યાસ કરે છે, કાલ તેને પોતાનો જીવનમંત્ર આપે છે.

વળી જે ગુમાવી ન શકે—આને માટે સર્વસ્વ ગુમાવી ન શકે—તે આમાંથી કાંઈ મેળવી પણ ન શકે. સર્વસ્વ ગુમાવ્યા પછી પણ કાંઈ ન મેળવે. કાંઈ ન મેળવવા માટે જે મુસાફરી કરવા માગતો હોય તેને માટે આ પંથ છે. કલાની ખાતર જ કલા—તેમ કેવળ પ્રયત્નની ખાતર પ્રયત્ન એ જેનો મુદ્રાલેખ હોય તે આમાં પડે. બીજાનું એ કામ નથી.

તમારી શ્રદ્ધાને તર્કની મદદ આપવી છોડી દો. તર્કથી પર અવસ્થામાં જ શ્રદ્ધાનો જન્મ છે. આમ હોઈ શકે—એમ ઘણા કહે છે; આમ જ છે એમ કોઈક જ.



જીવનમાં પ્રેમ છે એ વસ્તુ બરાબર નથી; પ્રેમરૂપી સાગરમાં જીવન તો એક જલબિંદુ માત્ર છે. જે માણસ પ્રેમને નામે સ્ત્રીપુરુષની થોડાં વર્ષોની મસ્તી માત્ર વર્ણવે છે, તે તો પ્રેમસાગરના કિનારા ઉપરના શંખલાં છીપલાં વીણે છે.

જીવનમાં કોઈ કે એકાંત પણ સેવવું પડશે. સઘળે જ સભા—અને સભા—અને ટોળાં એ જીવન નથી. એ જીવનનો આભાસ છે.

રૂપ એવી હાથતાળી દેનારી વસ્તુ છે કે જે એને રૂપ માનીને લેવા દોડે એને એ મળે તો નહિ જ, પણ એણે માન્યું હોય તેમ એ રૂપ ત્યાં હોય પણ નહિ.

ધૂન વિના કોઈ માણસ પોતે જીવે છે એમ પોતાને માટે કહી શકે નહિ.

દુનિયામાં જે કાંઈ સત્ય છે, જે કાંઈ સુંદર છે, જે કાંઈ સામર્થ્યવાન છે—એ સઘળું જ મનસ્વી મનુષ્યોના અંતઃકરણની કલ્પનામાંથી જન્મે છે: વ્યવહારમાંથી કાંઈ જન્મતું નથી : કાંઈ જન્મી શકે નહિ.

જન્મજાતિને લીધે થએલી અસ્પૃશ્યતા કરતાં પણ લક્ષ્મીની અસમાનતાએ સ્થાપેલી અસ્પૃશ્યતા વધુ ભયંકર હોઈ શકે છે.



જેમણે સિદ્ધાંત પર, સંસ્કાર પર, સંસાર પર, વર્ષો સુધી ચિંતન કર્યું હોય અને જેમનું સર્જન એ સામયિક અકસ્માતનું નહિ, પણ ચિંતનનું પરિણામ હોય—એવી સાચી મહાન વ્યક્તિઓ વિના રાષ્ટ્ર ઘડી શકાય નહિ.



ભૂલ—ને—દોષ એ બન્નેને યાદ રાખનાર મનુષ્ય અત્યંત નિર્બળ છે ને કંગાલ છે. એ બતાવે છે કે એના હૃદયમાં કે જીવનમાં કોઈ એવું ચિરંજીવ સામર્થ્યવાળું તત્ત્વ નથી કે જે એને આવી વસ્તુઓ પ્રત્યે ઉપેક્ષા કરવાની શક્તિ આપે.

કેટલાંક સ્થળો એવાં રમણીય હોય છે અને ચાંદનીરાત, પોતાનો સાળુ ઓઢાડીને એમને એવાં ભવ્ય બનાવે છે કે, તમે ઇચ્છો કે ન ઇચ્છો, તમને તાર્કિક લાગે કે અતાર્કિક, તમને છોકરવાદ લાગે કે બુદ્ધિહીનતા—ગમે તે લાગે—પણ તમે તે સ્થળના વાતાવરણમાં એક રજકણરૂપ બની જાઓ છો અને જાણે કે જાત ભૂલીને જાત શોધવા નીકળો છો.

સાચી કવિતા સંતની વાણી જેવી છે. એને હૃદયમાં પેસવા માટે કોઈ ડોળદમામ, આડંબર આભૂષણ કે અલંકારની જરુર પડતી નથી. એ આત્માની વાણી છે—ને આત્મા માટેની છે. વિચાર માત્રનું જ્યાં વિરામાચહ્ન આવે અને બુદ્ધિ કે



તર્કથી ગ્રહણ કરી શકાય તેવા વિષયો ઉપરામ પામે—ત્યારે સાચી કવિતા જન્મ પામે.

નિષ્ફળ અને પરાજિતને જે વડે નવી ચેતના મળે તેનું નામ ફિલસુફી. એ જીવનની પ્રાણનળી છે. માણસ કોઈ દિવસ પરાજય પામતો નથી, પણ માત્ર પ્રયત્નમાં પાછો પડે છે, એવી સમર્થ આશા એ ફિલસુફીનું મુખ્ય લક્ષણ છે.

બૌદ્ધિકકેળવણી, લાગણીજીવનનો તિરસ્કાર કરવા માટે નહિ, લાગણીનું જીવનમાં યોગ્ય સ્થાન નક્કી કરવા માટે છે.

વિચાર કરવાની અશક્તિ એટલે આંધળી અનુકરણવૃત્તિ.

રજકણ

ભૂલો—સમાજ કે વ્યક્તિ ત્યારે જ માફ કરી શકે જ્યારે એનામાં સામર્થ્ય હોય : માઈકાંગલાં તો એક ભૂલમાં એક જિંદગીભર ચાલે એટલો શસ્ત્ર સરંજામ દેખે છે.

માણુસને જે સૌન્દર્યની અતૃપ્ત અભિલાષા રહ્યા જ કરે છે એ સામાન્ય સૌન્દર્ય નથી. માણુસ સૌન્દર્યના સાગરમાં વહી રહેલાં કરુણુબિંદુઓ શોધી રહ્યો છે. જ્યાં એ બન્ને સાથે હોય છે, સૌન્દર્ય અને સૌન્દર્યના આત્મા જેવી કરુણુતા, ત્યાં એને એવું દર્શન મળે છે કે જેને કુદરતમાં વિલસતી ચેતના સાથે સરખાવી શકાય.



નિર્દોષ સરલતા એ એક પ્રકારનું એવું સામર્થ્ય છે, જેની પાસે સમર્થો પોતાનું બળ તજી દેવામાં ગૌરવ માને છે.

પોતાને મળેલો અન્યાય એ પોતાની જ કોઈ ક્રિયામાંથી ઉત્પન્ન થતી પ્રતિક્રિયા છે, એમ સમજનારો માણસ અન્યાયમાંથી પણ નવું સામર્થ્ય મેળવે છે.

દુઃખમાં ઈશ્વરનું એવું દર્શન, ક્યારેક માનવદ્વારા થાય છે કે, જેવું અનેક વર્ષોની ઉપાસનાથી પણ મળી શકતું નથી. દુઃખ એ આંતરવિકાસ માટેનું મહારસાયન છે.

માણસ મોટું દુઃખ સહન કરવાની શક્તિ ધરાવે છે. કારણ કે, મોટું દુઃખ એને એક પ્રકારનું નવું સામર્થ્ય પણ આપે છે; પરંતુ હમેશના સામાન્યજીવનની ક્ષુલ્લક વૃત્તિમાંથી જન્મતી નાની નાની કષ્ટપરંપરા, મનુષ્યને ક્ષુદ્ર ને સામર્થ્ય વિનાનો બનાવી દે છે.



એક ઘરમાં અનેક પ્રકૃતિનાં માણસો તો જ રહી શકે જો તેમની વચ્ચે સામાન્ય સંસ્કારિતાનું કાંઈ પણ ધોરણ હોય. એવું નથી હોતું ત્યારે ગરીબ મધ્યમ કે તવંગર દરેક ઘર એક પ્રકારનું અનેક ક્ષુલ્લકવૃત્તિઓનું સંઘર્ષણ સ્થાન બની રહે છે.

મનુષ્ય પાસે પાસે એક જ ઘરમાં રહીને પણ વાણી-દ્વારા એકબીજાને પતનમાર્ગ તરફ ધકેલે છે—ગૃહકંકાસ દ્વારા કે એ રીતે—એટલું પતન તો ચોરડાકુ પણ લાવી શકતા નથી; નિત્યજીવનમાં રહેલી આ ક્ષુલ્લકતા જોઈ શકાતી નથી એ પણ એક કરુણદૃશ્ય છે.



કવિતા તો, સૃષ્ટિને, પોતાના બાહુબળથી ને બુદ્ધિબળથી, કલ્પનાથી ને પ્રેમથી, ભાવનાથી ને કર્મથી શણગારે છે, તે સૌ જ કરી રહ્યા છે; કવિતા બીજું છે પણ શું? જે પૃથ્વી પર આપણે વસ્યા છીએ તે પૃથ્વીને ચરણે કાંઈક શૃંગાર ધરી જવો તે કવિતા.

સૃષ્ટિમાં માનવ પોતાની જાત વિના સઘળાંની છાની વાતમાં રસ લઈ શકે છે; એટલું જ નહિ, પોતાની જાત સિવાય સઘળાંનાં રહસ્યોની એ ખબર પણ રાખી શકે છે.

જડની પેઠે સહન કરવામાં તો માત્ર દેહકષ્ટ જ થાય; એવું કષ્ટ ન મન સુધારે—ન ભાવના આપે—ન કલ્પના પ્રેરે—ન જીવન બળ સ્થાપે; ખરી રીતે કષ્ટ એ માનવની જાગૃતિ માટેનો એક પ્રકારનો દૈવીસંદેશ છે.



કોઈ પણ મનુષ્ય જો જીવનને ખરા અર્થમાં સમજવા માગતો હોય તો એણે પોતાનાં બધાં જ મૃત્યુઓની પહેલી ખોજ કરી લેવી જોઈએ.

વ્યથા ભોગવનારો—અને એને સમજનારો દરેક જીવનનું રહસ્ય પામે છે.

કોઈકે બરાબર કહ્યું છે કે પવિત્રમંદિરના બે દ્વાર હોય તેમ તમારા હોઠને રક્ષો: અંદરથી આવનારા શબ્દોમાં શાંતિ, વિવેક ને સંયમ તો જ આવશે.

રજકણ



કોઈપણ નારીએ ગમે તેવા કપરા સંયોગોમાં પણ એક વસ્તુ છોડવાની નથી અને તે એનો વિશ્વવ્યાપી જનનીભાવ. રખડુ, લફંગા, ઠગ, ચોર, ખૂની, શઠ, ઘરવિનાના, ભિખારી—સૌના અંતરમાં એક અવિચલ શ્રદ્ધા નથી કે, તેઓ ભલે ગમે ત્યાં રખડતા હોય ને ગમે તેવા દુષ્ટ હોય, પણ ગમે તે પ્રદેશના ગમે તે એકલડોકલ ઝાડ નીચે, કોઈપણ અજાણી નારી એમને બે ઘડી માટે જનનીભાવથી છાઈ દેશે? એમને પાણી પાશે; એમની વાત સાંભળશે; એમને કટકા રોટલામાંથી બટકું આપશે? આ મહાન આશા વિના તો કોઈપણ માણસ કાંઈપણ સાહસ કરી શકે ખરો?

જીવનનો શ્રેષ્ઠઅંશ જેમાંથી પોષણ મેળવે ને વિકાસ સાધે એનું નામ ગ્રંથ.



દરેક માનવના અંતરમાં અગાધ પ્રેમનું એક છાનું ઝરણું છે. જે એ શોધી શકે તે પ્રેમ પામી શકે.

કોઈ વખત તમને કોઈ મનોરમ સ્વપ્ન આવીને ઉંઘમાંથી જગાડી ગયું છે? દિવસોના દિવસો સુધી એવી કોઈ એકાદ મધુર પળ તમારી સાથે ચાલી આવી છે? તમે કોઈ વખત એવો અનુભવ કર્યો છે કે જે અનુભવ તમને જીવનમાં ગમે ત્યારે આવીને સઘળું ભૂલાવી દઈ, વર્ષોનાં અંતર ટાળી દઈ, તમને પોતાનામાં ડૂબાડી દઈ, જીવનને એવા રંગે રંગી દે કે તમે જીવનની એ ચાલી ગયેલી પળ સાચી માનો—ને લાંબા જીવાતા જીવનને મિથ્યા ગણો! તમને આવો અનુભવ કોઈ દિવસ થયો છે?



આપણે જીવનમાં અનેક અર્થહીન ક્રિયાઓ કરીએ છીએ. અર્થહીન ક્રિયાઓ આરામવૃત્તિઓને ઉત્તેજે છે. તેમાંથી સગવડતા પ્રત્યે તૃષ્ણા થાય છે. તેમાંથી પદાર્થોની આસક્તિ જન્મે છે. તેમાંથી વિનિપાત આવે છે.

'**આ** સારું છે' એમ ધારીને આપણે જે કાંઈ કરીએ છીએ તે જીવનને હણનારું નીવડે છે; કારણ કે 'આ સારું છે' એની સાથે જ આપણા અંતરમાં વિશ્વાસ જન્મવો જોઈએ કે : 'એ સાચું પણ છે.'

કેટલીક સ્ત્રીઓ જેમ પ્રૌઢ બને છે તેમ જુવાનીનો મોહક ભાગ તેમનામાંથી ઓછો થાય છે, પણ તેની જગ્યાએ હરકોઈને ખેંચી શકે તેવું એક નવું આકર્ષણ જન્મે છે. એ આકર્ષણમાં શરીરનો નહિ, પણ સ્વભાવનો ઘણો મોટો હિસ્સો હોય છે.

જેને ઘા વાગ્યા નથી, એને ઘાની વેદનાનું જ્ઞાન નથી.

આપણે જેને અતડો માનીએ છીએ તે ઘણી વખત પોતાની કરુણતામાં ડૂબેલો એવો દુઃખી આત્મા હોય છે.



થોડા કાલ્પનિક માણસોએ જે સત્યો કલ્પનામાં જોયાં–તે ધર્મના મહાસિદ્ધાંતો રૂપે પૃથ્વીમાં પડ્યાં.

અનેક કલાની પેઠે કૌટુમ્બિક જીવનની પણ કલા હોય છે. એ સાધ્ય ઘણા ઓછાને થાય છે: પ્રજામાં પણ કલા–તો બહુ ઓછાને જ મળે છે નાં ?

રીતભાત–એ તમારી જીવનકલાનો પરિમલ છે.

સંગીત–જીવન નદીને બીજે કિનારેથી–આ કિનારા ઉપર આવેલા માનવોને બોલાવનારો આધ્યાત્મિક શબ્દ.

જીવન પોતે જ એક પ્રકારની કલ્પના છે: મૃત્યુ એ કલ્પનાનો પણ પડછાયો છે.

કોઈક મૃત્યુ એવું સુંદર પણ હોય છે કે જીવનભર તમે જાણે એનું સ્મરણ કર્યા જ કરો; જીવતાં ઘણાંને આવડે; પણ મરતાં તો કોઈકને જ!



જ્યારે મોહસ્વપ્નમાંથી માણસ જાગે છે ત્યારે એની સમક્ષ તજવાની ને ગ્રહણ કરવાની એવી બે વસ્તુસ્થિતિઓ બે ભવ્ય પ્રતિમાઓ જેવી આવીને ઉભી રહે છે! એ કોને તજે અને કોને ગ્રહે? ભગવાન બુદ્ધ કોને તજે—યશોધરાને કે જેના સાનિધ્યમાં શોક અશોક થઈ રહે? કે જનતાને કે જેના દુઃખ પાસે કોઈ સુખનો પડછાયો પણ ફરકી ન શકે? કોને તજે ને કોને ગ્રહે? રામ કોને તજે? સીતાને કે પ્રજાને? શંકર કોને છોડી દે? માતાને કે જ્ઞાનને?

જીવનમાં જેને પ્રેમ નથી મળ્યો હોતો એ લોકો પ્રેમ આપવામાં સંકુચિત બની જાય છે.

જ્યાં સુધી માણસ માલિકીપણાના ભાનથી કોઈ પણ કામ કરે છે—પછી ભલેને એ લોકકલ્યાણ-ની જ પ્રવૃત્તિ હોય—પણ જ્યાં સુધી કામ કરનાર પોતાનામાંથી ' હું કામ કરું છું ' એ ' હું ' નો વિનાશ નથી કરી શકતો ત્યાં સુધી કોઈ સાચું સ્થાયી કામ એ નથી કરતો.



તમે માત્ર વિચાર કરો છો, વાતો કરો છો, ત્યાં સુધી તમને ઘણા મિત્રોનો સાથ મળશે; એ વસ્તુ ક્રિયામાં ઉતારશો એટલે તમે તમારી જાતને એ માર્ગ ઉપર એકાકી દેખશો !

માણસને મળેલો લોહીનો વારસો, સત્તાધીશની આજ્ઞાથી, એને વારંવાર પોતાના તરફ બોલાવે છે.

કોઈ મૂરખ પોતાને મૂરખ માનતો નથી; જ્યારે એ પોતાને મૂરખ માને છે ત્યારે એ ડાહ્યો હોય છે.



બધાને નિર્ભય બનાવવા માટે સાએ સૌના બનવું જોઈએ. નાના નાના વર્ગ ભય ઉત્પન્ન કરે છે. અને ભય મટાડયા વિના—સૌને નિર્ભય બનાવ્યા વિના—માનવતા સરજી શકાતી નથી.

દુનિયાની ઘણીખરી ગેરવ્યવસ્થા આમાંથી જન્મે છે: માણસો કામ શોધતાં નથી: જે કામ મળે છે તે લઈ લે છે: અને એનું કારણ એટલું જ છે કે આપણાં સામાજિક ને આર્થિક મૂલ્યાંકનો ભયંકર રીતે ખોટાં છે!

સંતોને માટે જેમ સંસારનો ત્યાગ ઘણી વખત અનિવાર્ય હોય છે, તેમ ગરીબી મિટાવવા માટે ગરીબ બનવું પણ અનિવાર્ય હોય છે; કૃત્રિમ ગરીબી ધારીને કોઈ પણ કાંઈ કામ કરી શકે નહિ.



ભીરુતા કરતાં પણ વધારે ભયંકર આ બે વસ્તુ છે—ઘરજીવનની આરામ ભરેલી સગવડતા અને એકધારું સરળ જીવન. એ બન્ને વસ્તુઓ માણસને કાયર બનાવે છે.

માણુસ સત્યની શોધ કર્યા કરે છે પણ એને મળતું સત્ય એનું જ રહે છે; સંપૂર્ણ સત્ય તો છૂપાયલું પડયું રહે છે. એમાં જ જીવનનો ને વિશ્વનો આનંદ છે.

સાધુચરિત ન હોય તો માણુસને સમૃદ્ધિ ભયંકર બનાવે છે, કારણુ કે એ પણુ એક જાતનું હિંસાત્મક શસ્ત્ર છે. એ શસ્ત્રને વાપરનારમાં જ્યારે સંયમ નથી હોતો ત્યારે એ ઘણું ભયંકર પરિણામ લાવે છે.

અકસ્માત બનેલા ગુનેગારોને કાયદો વ્યવસ્થિત ગુનેગારો બનાવે છે.

રજકણ

જેમ સમૃદ્ધિનો ઉપયોગ છે ને દુરુપયોગ છે, તેમ જ માનવને મળેલી સુંદરતા, બુદ્ધિ શક્તિ, લાગણી સઘળાંનો ઉપયોગ છે ને દુરુપયોગ પણ છે: વિશ્વ છે તેના કરતાં હજારગણું સુંદર તો જ બને જો માનવ માનવ બને.

જીવનમાં જય મળવો કે પરાજય એ અકસ્માત છે; પણ જીવનમાં ભાવના ને સંસ્કારિતા પૂરવાં એ સ્વયંસિદ્ધ છે; કેળવણી, જો સ્વયંસિદ્ધ વસ્તુઓના વિકાસ માટે હશે, તો એ કેળવણી માનવને સંપૂર્ણ બનાવશે; પણ આજે છે તેમ, જો કેળવણી, પ્રતિષ્ઠિત હરોલમાં ઉભા રહેવા માટેની એક પ્રકારની તાલીમરૂપે હશે, તો એ કેળવણી નકામી ભારરૂપ બનશે.



રાજસંસ્થા માનવે સરજી છે. એનું સર્જન બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર રાખનારું છે. એ માનવને રક્ષવા માટે માનવને હણે પણ ખરી; પણ ધર્મસંસ્થા એ અંતર્ગત મૌલિક માનવભાવનાએ સરજી છે. એટલે એ માનવને હણ્યા વિના પણ માનવની રક્ષા કરવાનું સામર્થ્ય ધરાવે છે.

જો શબ્દપંડિત થવાથી માણુસ શબ્દની પવિત્રતા વિષે શંકા ઉઠાવ્યા કરે, તો વિશ્વનો ઘણોખરો વ્યવહાર વિશ્વાસ ઉપર ચાલવાને બદલે કજિયા, દલીલ, તોપો ને બંદૂકો ઉપર ચાલે : એટલે કે ન ચાલે : માણુસ પોતાની સગવડ પ્રમાણે શબ્દોના અર્થો ફેરવ્યા કરે છે ત્યારે એને મહાન રાજદ્વારી પુરુષ કહેવામાં આવે છે; ખરી રીતે આ રાજદ્વારી પુરુષો સામ્રાજ્યના પતનની ખાડીઓ તૈયાર કરે છે.

જે ગૃહસ્થાશ્રમ, સંન્યસ્તની દૃષ્ટિ સમક્ષ રાખીને, શરૂ થાય છે તે જ શોભી ઉઠે છે; સંગ્રહ કરનારમાં, ત્યાગ કરવા માટે સંગ્રહ છે, એ



દૃષ્ટિ હોય તો જ સંસાર શોભે; જે ગૃહસ્થાશ્રમના અંતમાં સંન્યસ્તાશ્રમ છે, તે માઈકાંગલાનો ખાધાખોરાકી ગૃહસ્થાશ્રમ મટી, જીવનવિકાસમાં એક સોપાનરૂપ બની જાય છે !

માણુસ ગમે તેટલો સ્વતંત્રતાપ્રિય છતાં એ બીજાના અભિપ્રાય ઉપર જીવનાર પ્રાણી છે !

ઐકાંતિક જીવનને ઘણીઘણી આંતરસામગ્રી વડે ભરી દેવાની, તાકાત માણસ ધરાવતો ન હોય, તો સામાજિક વ્યવહારના માર્ગો કપાઈ જતાં એ એકલો, અટૂલો, ખારો ને કટુ બની જાય છે.



માણસે તાત્કાલિક બાંધેલો નિશ્ચય એ ખરી રીતે તાત્કાલિક—એટલે તે સમયે કરેલો હોય છે; પણ એવો નિશ્ચય બાંધવા માટે એણે મેળવેલું બળ એ ઘણાઘણા સંસ્કારો વડે પોષાયલી વસ્તુ છે. ને તે હરહમેશાં એના જીવનમાં જાગ્રતસૂતેલ હાજર જ હોય છે.

હું એવી ભૂલો કરવામાં માનું છું કે જે ભૂલોથી મારી જાત વધારે સામર્થ્ય મેળવે : વધારે સુંદર બને.

જે લોકો સમાનઆનંદ કરતા નથી તે સમાન દુઃખ શી રીતે વહેંચશે ?

ગરીબીએ દુનિયાને જે સૌન્દર્ય, જે સ્વાર્પણ જે આત્મસમર્પણ, જે કવિતા, કલા, સાહિત્ય, વિજ્ઞાન આપ્યાં છે તેનો સહસ્રાંશ પણ ગરીબી વિના મળી શકત ખરો ?

જીવનમાં કેટલાક એવી એવી મૌનવાણી સાંભળે છે કે, પછી, એ વાણીની મોહિનીમાંથી કોઈ દિવસ એ મુક્ત થઈ શકતા નથી.



પુરુષ ગમે તેટલો મહાન અને બળવાન હોય પણ એ જ્યારે ઘરઆંગણે કોઈ પ્રેમ ભર્યા હાથની પાસે બેસે છે ત્યારે એ પોતાનું વય, પરિસ્થિતિ, પ્રતિષ્ઠા, ગૌરવ, માન સઘળાં વિસારી મૂકે છેઃ જો એ એમ વિસારી ન મૂકે તો એટલી સ્ત્રી શક્તિની ખામી છે : અને એની મહત્તાની પણ ખામી છે.

જીવનની યાતના ગમે તેટલી વિકટ હો—માણસને એ યાતનાથી દૂર નાસી જવાનો અધિકાર નથી; કારણકે એ જ એના જીવનપથનું નિયામક બળ છે.

**સિદ્ધાંત**ને ન વરેલાં માણુસો પ્રાથમિક અવસ્થામાં નથી : કારણુ કે એ બાળક જેવાં નિર્દોષ નથી : અને હાલના વિકસિત જમાનાની પણુ એ પેદાશ નથી : કારણુ કે એમનામાં સિદ્ધાંતનું બળ નથી.

**જાત**વિલોપન નહિ, જાતનું ઊર્ધ્વીકરણુ; એકાકી ઉંચાઈએ પહોંચવામાં જે આનંદ છે, તે આનંદની પાસે વળી સેવાનો આનંદ તુચ્છ—અતિ તુચ્છ—યાંત્રિક ઘટમાળ જેવો ભયંકર રીતે તુચ્છ—લાગે છે.



**આતતાયીને** હણવાનો ગીતાધર્મ જે સંસારી માણુસ ભૂલે છે તેણે આતતાયીને હાથે મરણુ સ્વીકાર્યે જ છૂટકો: જાલિમ હિંસા અને આંધળી અહિંસા—એ બન્ને છેવટે પરિણામ તો એક જ લાવે: સમાજધર્મના વિનાશનું.

**સાધારણ**સિદ્ધિ નહિ, અસાધારણુ મહેચ્છા, એ વધારે પ્રાણુદાયી છે.

૨ ૪ કણુ

જીવનની કોઈ પણ ક્રિયાને મહાન બનાવવી હોય તો કેવળ શુષ્ક તર્કવાદથી એ કદી પણ મહાન થઈ શકતી નથી. એને માટે તો તમારે જ્યાં તર્ક વિરામ પામે એવા કોઈ અગોચર આંતરપ્રદેશનો આશ્રય શોધવો પડે.

એવા જીવનની કલ્પના તમે કરી શકો છો જ્યારે જીવનમાં થોડી મધુરપળોની સ્મૃતિ સિવાય બીજું કાંઈ જ આશ્વાસન ન હોય ?

નિષ્ફળતા જે ક્રોધ પ્રેરે તે ક્રોધ ગાંડો હોય છે.

માણુસ જ્યાંસુધી પોતાની જાતને ઘડી શકે નહિ, ત્યાંસુધી એ જે કાંઇ ઘડવાનો પ્રયત્ન કરશે, એ



પ્રયત્ન બહુ બહુ તો ઓપ આપેલો, સંસ્કારી, ચાલુ ફેશનનો, ન કળી શકાય એવો એક પ્રકારનો ઢોંગ હશે: પણ એમાંથી એ કોઈ સ્થાયીવસ્તુનું નિર્માણ ન કરી શકે.

૨ જ કણ

ખલિલ ગિબ્રાને, કહ્યું છે કે, જ્ઞાનને વિંટળાઈને એને ઘેરી રહેલું એક પ્રકારનું બહારનું પડ છે. જે સાધન વડે એ પડ ભેદી શકાય તેમ છે એ સાધનનું નામ દુઃખ. ઠળિયાએ ગોટલી કે ગોટલામાંથી, ઉપલું પડ ભેદીને બહાર આવવું જોઈએ કે, જેથી એના બીજાંકુરને સૂર્યનો તાપ મળે. તે રીત, દુઃખ અને જ્ઞાન વિષે જાણવી. નિત્યજીવનની સાદામાં સાદી વસ્તુઓમાં જે અદ્‌ભુતતા રહી છે, તે જીવનને આશ્ચર્યચકિત કરી, એ દ્વારા જ્ઞાનનો ઉદય કરે છે. દુઃખ એ પણ નિત્યજીવનની આવી એક વસ્તુ છે.



માણસ જેવી સાહજિક વૃત્તિથી ખેતરમાં રમતી અને ચાલી જતી ઋતુઓને સ્વીકારે છે એવી જ સાહજિક વૃત્તિથી એણે હૃદયમાં આવતી ઋતુઓને પણ સ્વીકારી લેવી.

જેટલી સહજ શાંતિથી મનુષ્ય શિયાળાની ઋતુનું આગમન સ્વીકારી લે છે તેટલી જ શાંતિથી એણે વિષાદને સ્વીકારી લેવો ઘટે.

દુઃખ સ્વયંભૂ છે; માણુસ પોતે જ એને જન્મ આપે છે; અને માણુસ પોતે જ એને પસંદ કરે છે.

અંતરમાં વસી રહેલો મહાન ધન્વંતરી આ કટુ ઔષધનો પ્રયોગ કરે છે કે જેથી રોગી જેવી મનુષ્યની જાત એ દ્વારા વધારે ને વધારે બળવાન બને.

એટલા માટે શાંતિથી, મૌનથી, પ્રસન્નતાથી આ ઔષધોપચાર સ્વીકારવો જોઈએ.

એ મહાન ધન્વંતરીના ભારે દેખાતા કઠણુ હાથમાં અપ્રગટ કોમળતાની છાયા વસી રહી છે.



એ જે ઔષધની પ્યાલી લાવે છે તે હોઠને કટુ લાગે, પણુ જે કારણુ માટે, એ પ્યાલી ધરવામાં આવે છે, એ કારણુ ઉપર દૃષ્ટિ રાખવી જોઈએ. ઔષધની આ પ્યાલીને, એના નિર્માણુ કરનારે, માનવને આપતા પહેલાં, પ્રેમનાં છલોછલ પવિત્ર આંસુઓ વડે ભીંજવી છે.

મનુષ્ય, શ્રદ્ધાથી આ કટુરસાયન સ્વીકારે.



જેમની સાથે દુઃખ સહ્યું તે સ્વજનો ચાલ્યાં ગયાં; દુઃખની એ પળો ચાલી ગઈ; પરંતુ કોઈ વખત જ્યારે એ જીવનમાં ફરી ડોકિયું કરું છું ત્યારે એ દુઃખ સાથે સહ્યું—અને એ દુઃખ સહવામાં હું પણ સ્વજનો સાથે હતો—એ સ્મૃતિ માત્રથી એક પ્રકારની આનંદલહરી આજે પણ જીવનમાં અનુભવી રહું છું ! દુઃખ એ દુઃખ નહિ રહે—માત્ર દુઃખાભાસ બની જશે—ને સમય જતાં એમાંથી જ અનિર્વચનીય સુખની ક્ષણો પ્રગટશે—એવી કલ્પના તો ત્યારે ક્યાંથી હોય ?

નારીને એક જગ્યાએ શોભવું પણ ભયંકર લાગે છેઃ ભીરુ પાસે.

કોઈ વખત તમને લાગ્યું છે કે જીવન, એ મૃત્યુના પ્રમાણમાં ઘણી જ ક્ષુલ્લક વસ્તુ છે ? નહિ ? તમે કોઈ ભવ્ય મૃત્યુ નહિ જોયું હોય !



મને તો છેક અત્યારે જ ખબર પડી કે ઓહોહો! દુઃખની પણ દરેક પળમાં આટલી બધી મધુર સામગ્રી ભરી પડી છે!

શરીર મંદિરને ઘસારો આપવાથી હમેશાં જ માણસ 'કાંઈક કરે છે' એ વિચાર બહુ ભૂલભરેલો છે; એથી ઉલટું કેટલીક વખત તો જેમ વધારે પડતો અવાજ એ માણસની નિર્બળતા જાહેર કરે છે, તેમ વિચારશૂન્યતાને લીધે થતી ક્રિયાઓ, એ પણ જીવનની ગરીબી પ્રગટ કરે છે; ભાવનાજીવન, વિચાર-જીવન ને ક્રિયાજીવન એ ત્રણેનો જે સુસંગત મેળ સાધી શક્યો હોય એની ક્રિયા અર્થવાહી ગણાય; એ સિવાયની સર્વ ક્રિયાઓને નિષ્ક્રિયજીવનનો નિરર્થક ભાગ માનવો જોઈએ.

**સમાધાન એ સમર્થનો હક્ક છે : નિર્બળનું એ ઝેર છે.**

માણસ ઈતિહાસ ઘડે છે એટલા માટે, કે ઈતિહાસ પાછો માનવ ઘડે.

કલા તે જ છે કે જેમાં નૈતિક સંદેશો રહેલો હોય; પણ એ ઉપરથી કલામાં નીતિ હોવી જ જોઈએ એવો સિદ્ધાંત ઉપજાવી કાઢવો બરાબર નથી. ખરી રીતે કલા નીતિ અનીતિ બન્નેથી પર છે.

જે માણસને ક્યારે નિષ્ક્રિય બની જવું એ નથી આવડતું તે માણસ સંસ્કારિતાની દૃષ્ટિએ જીવનમર્મ સમજ્યો નથી એમ કહેવાય.



કલાકારને માટે બહિર્ પદાર્થ ગૌણ છે. એ પદાર્થ જે ચેતના પ્રગટાવે તે મહત્ત્વની છે. આ દૃષ્ટિએ જોતાં એક વસ્તુ સુંદર હોય, પણ એમાં સામાન્ય મનુષ્ય જે જોતો હોય તેનાથી કલાકાર કાંઈક જૂદું જ જોતો હોય. બન્ને જણા સાથે હોય ને બોલી ઉઠે કે કેવું સુંદર! છતાં બન્નેનો સૌન્દર્યનો ખ્યાલ તદ્દન જુદો જ હોય!

દુનિયામાં ખરી રીતે કોઈ ચીજ સુંદર નથી, તેમ અસુંદર પણ નથી. ચીજને સુંદર કે અસુંદર માણુસની કલ્પના બનાવે છે. કલ્પનાશીલ ને ભાવનાશાળી માનવના માનસિક સ્પર્શે ચીજ સુંદરતા સજે છે—ચીજ સુંદરતા સજે છે—એમ કહી શકાય; ચીજ સુંદર છે એમ ન કહેવાય. સૌન્દર્યનું આ રહસ્ય છે કે એનું અનોખું અસ્તિત્વ નથી: અને છતાં એના વિનાની સૃષ્ટિ કલ્પી શકાતી નથી!

કલાકારનો ધર્મ આ: જે આનંદ ને સૌન્દર્ય પોતે જોઈ રહ્યો છે તે જનતાને આપીને સત્ ચિત્ આનંદનું સામ્રાજ્ય પ્રગટાવવામાં મદદ કરવી.



જ્યારે અવસ્થા મનુષ્યના વિચારને અને ચારિત્રને સંપૂર્ણત્વ આપે છે ત્યારે માણસ વૃદ્ધ હોય તોપણ એનામાં અમુક વિશિષ્ઠ પ્રકારનું સૌન્દર્ય આવે છે; કેટલાક જેમ વૃદ્ધ થાય છે તેમ વધારે સુંદર લાગે છે; યુવાવસ્થાનું સૌન્દર્ય ઘડીભર મુગ્ધ કરે, પણ વૃદ્ધાવસ્થાનું સૌન્દર્ય તો કોઈ ચિરંતન છાપ મૂકી જાય.



મુશ્કેલી હઠાવવામાં નહિ, મુશ્કેલી ન આવે એવું કરી લેવામાં, જ્યારે માણસ પોતાની જીવનધન્યતા અનુભવતો થાય છે, ત્યારે એ કંગાળમાં પણ કંગાળ બની જાય છે; મુશ્કેલીને એ મહાન વિપત્તિ ગણે છે કે જે ખરી રીતે જીવનની મહાન સંપત્તિ છે.

કેટલીક ખરી મહત્ત્વની બાબતમાં મનુષ્યને પગલાંઓ ભરવાનાં હોતાં નથી; ઘણાં પગલાં ભરવાનો સમય પણ હોતો નથી; એમાં તો એક જ પગલું બસ હોય છે. એ પગલું કાં એને પુરુષોત્તમ બનાવેઃ અથવા તો પામર કરી દેખાડે.

**માનવની** તર્કશક્તિને જો ભાવનાનું પાણી પાવામાં આવે તો એમાંથી એક, અજેય અને અમર એવી **શ્રદ્ધા ઉત્પન્ન થાય.**

૨ જ. ક ણ

જીવન સંગ્રામ તો હમેશાં રહેવાનો જ છે: પણ એ સંગ્રામ ભારને લીલામાત્રથી ઉપાડી લેનારા નિત્યયૌવનવાળા



મનુષ્યો હાજર હોય, ત્યારે એ સંગ્રામ પૃથ્વીના શણગાર જેવો લાગે છે: નહિતર એ માણસાઈ વિનાનું કસાઈખાનું બની રહે.

પ્રેમજીવન એ આંતરવૃત્તિનો પ્રશ્ન છે: એ મુખ્યત્વે આર્થિક પ્રશ્ન નથી. એમ હોત તો લાખોની મિલ્કત ધરાવનારાઓમાંથી જ સુખી દાંપત્યનાં ઉદાહરણો વધારે મળી શકત. મુશ્કેલી આટલી જ છે કે પોતાની આંતરવૃત્તિનો મનુષ્ય ઓછામાં ઓછો જાણભેદુ છે. લગ્ન અને પ્રેમ એ શોધ છે—એમ ન સ્વીકારાય ત્યાં સુધી અમુક પ્રકારની નિષ્ફળતાઓ લગ્નજીવનમાં અનિવાર્યપણે રહેવાની જ છે.

વૈર લેવું એ સામાન્ય બાબત છે. વૈર ન લેવું એ પણ સામાન્ય બાબત છે. વૈરનું કારણ શોધવું અને એનો ઉપાય કરી બતાવવો એ અસામાન્ય બાબત છે.

ઠંડી બનતી રાત્રિમાં ફૂલો ધીમેથી વાત કરી રહ્યાં છે: 'આપણને પણ એ ભાગ્ય ફળે જે આપણા મિત્રોને કાલે મળ્યું: કોઈ નિર્દોષ સુંદર મૃતદેહ ઉપર મરણપથારી કરવાનું.'

એટલી શાંતિથી એણે દેહ તજ્યો કે અમને પણ ઘડીભર દેહ ઉપરનો મોહ ઉતરી મૃત્યુ ઉપર મોહ થયો.

જવાની અનિવાર્ય જરૂરિયાત લાગે એવી આતુર અવસ્થા—ઓહો! મૃત્યુની આવી મનોહારી પળ મેળવવા માટે, માણસને કેટકેટલાં જીવનોનો અર્ક સાથે રાખવો પડતો હશે!



માતૃજીવનનો જે અનુભવ છે તે પ્રેમની સૃષ્ટિના સર્વોત્કૃષ્ટ શિખરનો અનુભવ છેઃ એ અનુભવ વિનાની ઘણી સ્ત્રીઓ જીવનમાં એટલી અપૂર્ણ લાગે છે કે એમના હરેક કાર્યમાં—વાણીમાં, વર્ત્તનમાં, દૃષ્ટિમાં સ્વભાવમાં, એ અનુભવની ખામી દેખાઈ આવે છેઃ અને માત્ર એ એક ખામીથી એ સ્ત્રીત્વ વિનાની સ્ત્રી જેવી લાગે છેઃ જો એ કોઈ બીજે મહાન કલ્યાણપંથે પડીને પોતાના ગુપ્ત માતૃત્વને જગાડી નથી શકતી તો એ અકુદરતી—અને કૃત્રિમ—અને સુધરેલી રીતે જંગલી એવી બની રહે છે.

માણસ શું છે એ જાણવા માટે માણસ શું નથી એ જાણવું જરૂરી હોય છે. માણસ જે દેખાય છે તે નથી એટલું જ સત્ય પહેલાં મળે તો માણસ શું છે એ શોધ તો ત્યારપછીની થઈ !



રજકણ



પ્રેમ—એ પુરુષો માટે વિનોદની, ઘડીભર મશ્કરીની, આનંદની વસ્તુ બની જતી લાગે છે: પણ સ્ત્રી સાથે પ્રેમની વાત કરવી હોય તો એની ગંભીરતા સમજીને કરવી જોઈએ; એ વસ્તુ જો જીવનમાંથી સરી જાય ને એના વિષે એક પળ પણ દગાભરી રમત રમાય તો પછી જીવનભર એ વસ્તુ માણસ ગુમાવી બેસે છે.

આનંદ—સાહિત્યનો આનંદ—એવો હોવો જોઈએ કે જેની પાસે બીજા સઘળા આનંદ ક્ષુલ્લક લાગે: એવા સર્વાંગ જીવનવ્યાપી આનંદ વિના એમાંથી સામર્થ્ય ન પ્રગટે!

દુનિયામાં કેટલાકને બહાદુરી મળે છે. કેટલાકને ગરીબી મળે છે. કેટલાકને સમૃદ્ધિ ને સંતાપ મળે છે. એ ચારે વસ્તુઓ, માતા પૃથ્વીનાં સૌ સંતાનો—ભાઈએ ભાગ પાડે તેમ ભાગ પાડીને વહેંચી લ્યે, તો નવી દુનિયા જન્મે.

૨ ૦૮ ૬ ણ

જ્યારે ગરીબી—
મનની તનની ધનની
હરેક પ્રકારની ગરીબી
—સૌ સાથે વહેંચવા
બેસશે ત્યારે એક
અતિ આશ્ચર્યકારક
ઘટના બનશે: તેઓ



જે વસ્તુ વહેંચવા માગે છે એ ગરીબી જ ત્યાં નહિ હોય !

નૃત્ય—ગરબા—રાસ આટલા માટે છે: એમનાથી વર્ગલોપ થાય છે: મહાન ઉત્સવો પણ વર્ગલોપ માટે છે.

જે મનુષ્યો જીવનમાં નવાં મૂલ્યાંકનો સ્વીકારતાં નથી તે ભીરુ છે. દુનિયા ભીરુને માટે નથી. લક્ષ્મી ભીરુને માટે નથી. સરસ્વતી ભીરુને માટે નથી. સ્ત્રી ભીરુને માટે નથી—મોક્ષ પણ ભીરુને માટે નથી.

જે સહવાસથી પરિચય સધાતો નથી તે સહવાસ ગમે તેટલો લાંબો વખત ચાલે તો પણ અર્થહીન ગણાવો જોઇએ : ઘણાં લગ્નજીવન અર્થહીન હોય છે.



જે ધર્મ વિજ્ઞાનને દુશ્મન ગણશે તે ધર્મ આ જમાનાની એક કઢંગી વિચિત્રતા તરીકે રહેશે: સત્ય અને અહિંસાને પણ વિજ્ઞાન જ કસોટી કરીને મહાન ગણશે. એ જ કહેશે કે ગુનેગારીવૃત્તિના વિનાશ માટે આટલી લોહીશુદ્ધિ જરુરી છે: આટલી ધર્મવૃત્તિ આવશ્યક છે. ધર્મ અને વિજ્ઞાન એક બીજાના મિત્રો બનીને રહે તો જ બન્ને ટકી શકે.

સહન કર્યા વિના તો અનેક મનુષ્યોના જીવનમાં મીઠાશ હોઈ શકે; સહન કર્યા પછી કોઇકના.



માણસમાં કાં શ્રદ્ધા હોય, કાં ઉપાસના કરવાની શક્તિ હોય, કાં અજ્ઞાન વિષેનું જ્ઞાન હોય—એ ત્રણ-માંથી ગમે તે એક હોય તો એ જીવનપંથનું નિર્માણ કરી શકે: જ્યારે એનામાં માત્ર અધકચર્યું અર્ધ જ્ઞાન હોય ત્યારે પોતે તો એ કાંઈ કરી શકતો નથી જ, પરંતુ એ ઉપરાંત એ પોતાની આસપાસ પણ કાંઈ નવપલ્લવિત થવા દેતો નથી.

માનવને પામર રીતે જીવવું પડે એના કરતાં વધારે ભયંકર બીજી કોઈપણ સામાજિક હિંસા નથી.

ઈશ્વરી વિધાનમાં આ એક વસ્તુ જણાય છે. માણસ જે જગ્યાએ ઊભો હોય ત્યાં એ જે કામ કરે એ કામ જ એને શાંતિ આપે, માર્ગ દર્શાવે અને મોક્ષ

પણ આપે—મહત્ત્વ કામનું નહિ પણ ભાવનાનું; વ્યક્તિનું. તે જ પ્રમાણે સામાજિક રચનામાં પણ દરેક માનવ શક્તિ પ્રમાણે શ્રમ કરે, પણ ફલ તો એની જરૂરિયાત પ્રમાણે જ મેળવે એવી સમાજવ્યવસ્થા સ્વીકાર્યા વિના ચિરંજીવી શાંતિની શક્યતા નથી; પરંતુ માનવની જરૂરિયાત વિષેનો અભ્યાસ અને જરૂરિયાતો ઘટાડવાનું તત્ત્વજ્ઞાન એ બે મહત્ત્વની વસ્તુઓને પણ આ સામાજિક ક્રમમાં ઘણું અગત્યનું સ્થાન છે, એ ભૂલવું ન જોઈએ.

પ્રેમદ્વારા માનવ આખા વિશ્વમાં રહેલું સંવાદીતત્ત્વ શોધવા મથે છેઃ એવી સિદ્ધિ માટે બીજરૂપે સ્ત્રીપુરુષ પોતાના જીવનમાં રહેલું સંવાદીતત્ત્વ શોધી કાઢે તો લગ્નજીવનનો હેતુ સફળ થયો ગણાય.



કીર્તિનો ડંખ ધોઈ નાખવા માટે વિસ્મૃતિના અંધકારમાં જવું એ ઘણી વખત માણસ માટે જરૂરી હોય છે.

યંત્રવાદ માણસને ગુલામ નહિ, પશુ બનાવે છેઃ ગુલામ બનવું એ તો એના પ્રમાણમાં વૈભવ છે.

રજકણ

અને પૂજારીનું પીળું, ફીકકું, તેજવિહોણું વદન જોઈને મનમાં ઘૃણા ઉત્પન્ન થઈ.

માનવ જેની ઉપાસના કરે છે તે આ જગદંબાના રૂપની પાસે આવો માણસ બેસે—વરસોનાં વરસ બેસે, અને આવો જ રહે—તો મા, મા જગદંબા ક્યાં રહી? માને માથું તો નમ્યું; બીજાં ઘણાં માથાં નમી રહ્યાં હતાં એ સાથે એ પણ નમ્યું; પણ એમાં ભક્તિ ન હતી. જ્ઞાન ન હતું. શ્રદ્ધા ન હતી. પરંપરા હતી. પાછો ફર્યો. એ પગથિયાં નીચે ઉતરીને આગળ વધ્યો. અને જરાક દૂર જતાં જ જે જોયું તે જોઈને પગલાં ત્યાં જ થોભી ગયાં.

મંદિરના દ્વારમાં અનેક માણસો આવતાં જતાં હતાં. રસ્તા ઉપરથી તો એ માથાં આમ કે તેમ નમતાં ત્યારે જરાક અકસ્માત માના ચરણનીઝાંખી થઇ જાય તેમ હતું. બાકી તો માનું દર્શન ત્યાંથી અલભ્ય હતું. પણ એવી એક ક્ષણની ઝાંખી કરવા માટે,



રગતપીતથી પીડાતી એક સ્ત્રી ત્યાં સવારની ઊભી હતી. આસપાસ એનું ધ્યાન ન હતું; કોણ જાય છે, આવે છે એનું એને લક્ષ ન હતું; એક ક્ષણ—જો પેલાં ચરણની ઝાંખી મળે, તો એ કરી લેવા માટે એ

ત્યાં ઊભી હતી. એકી નજરે, એકી લક્ષે, એક ધ્યાને. એની આંખમાંથી આંસુ વહેતાં હતાં !

માની મૂર્તિમાં શું છે અને શું નથી એનો ખ્યાલ તરત ત્યાં આવી ગયો.

માની મૂર્તિમાં તો એ છે કે જે માનવના હૃદયમાં છે. જ્યારે માનવમાં કાંઈ નથી હોતું ત્યારે મામાં પણ કાંઈ નથી હોતું.

એકી ટશે—એકી ધ્યાને, માના ચરણની જરાક ઝાંખી કરવા માટે ઊભેલી આ સ્ત્રીને જોઈ રહ્યો. –અને મંદિરના દ્વારમાં માની પાસે ઊભા રહીને નમતાં અનેક માથાં સામે પણ જોઈ રહ્યો.



પુરુષ પોતાની પાસે પ્રેમની કેટલી સમૃદ્ધિ છે એ તપાસ્યા વિના જ જ્યારે સ્ત્રીને મેળવવા જાય છે, ત્યારે એ જે મેળવે છે તે સ્ત્રી હોતી નથી. સ્ત્રીનું સૌન્દર્ય, એ તો આંતરજીવનનો મર્મ જાણવા માટે, કુદરતે નિર્મેલી કાવ્યપંક્તિ છે. એ કાવ્યપંક્તિદ્વારા જીવનનો ધ્વનિ જે સમજે તે માનવ સ્ત્રીને મેળવી શકે.

પ્રિયા, પત્ની ને માતા—એ ત્રણે કોઈ એક જ નારીમાં મળે છે ત્યારે કવિજનોએ તો સ્વર્ગને તુચ્છ ગણ્યું છે, ને પૃથ્વીને મહાન માની છે.

સત્યમાં એ સામર્થ્ય છે કે એ બીજ જેટલું નાનું હોય તોપણ મહાન લાગે.

આ જમાનામાં માણસ ભણીને ભૂખે મરે છેઃ ને એ ભૂખે મરે છે માટે ભણે છેઃ આવું દુષ્ટ વર્તુલ તો કોઈ વિષયમાં નહિ હોય!



જાતીય આકર્ષણ એ એક પ્રકારનું સ્ત્રીપુરુષ વચ્ચે સમત્વ સ્થાપનારું બળ છે. એ ભયંકર થઈ શકે. પણ એ ભયંકર જ હોય એમ માનવાનું કારણ નથી. એક ગૌતમબુદ્ધે પ્રયોગ કર્યો અને એના સંઘમાં અનેક કઢંગી ઇંદ્રિયારામની પદ્ધતિઓ ગુપ્તરીતે પ્રસરી. લગ્નજીવન, બીજા કોઈ વિરક્ત જીવન કરતાં જાણે કે હલકું હોય, એમ માનવું એ ભૂલ ભરેલું છે.

દુઃખ—કેટલાક કલ્પના કરે છે કે પડછાયાની પેઠે માનવની સાથે ને સાથે ફરે છેઃ ખરી રીતે એ માનવની સાથે કે પાછળ હોતું નથી. માનવ દુઃખમાં જ તરતો હોય છે. અને જ્યારે એ એમાં તરી શકે છે ત્યારે એ સુખ લાગે છે.

સૌન્દર્ય કેવળ દેહનું નથી. માનવજીવનમાં ક્યારેક જ એવી પળ આવે છે કે જાતીયઆકર્ષણ, સૌન્દર્ય પીપાસા અને પ્રેમ ત્રણે એકરૂપ બનીને જીવનને સામર્થ્યથી છલોછલ ભરી દે છે.



પુરુષ અને સ્ત્રી બન્નેને માટે સૌથી શ્રેષ્ઠલગ્ન જેમ પ્રેમલગ્ન છે તેમ પુરુષ ને સ્ત્રી બન્નેને માટે સૌથી શ્રેષ્ઠજીવન કોઈપણ સ્વપ્ન-સર્જનનું જીવન છે. જે પુરુષ પાસે સ્વપ્ન છે, જે સ્ત્રી પાસે સ્વપ્ન છે, એમની પાસે એક રસાયન છે. જે નિદ્રામાં છે તેને ફરી જગાડવાનું. મૃત્યુમાંથી જીવન ફરી સરજવાનું.

કોઈ પણ હેતુ માટે પરણવું એને હું સુધરેલી બજારુવૃત્તિ માનું; કેટલીક સ્ત્રીઓ—ખાસ કરીને શ્રીમંત કુટુંબમાં જવાનો મોહ રાખનારી—પરણે છે, મોટર બેસવા મળે માટે; કુટુંબના જુનવાણી સંબંધો તાજા કરવા ઘણા પરણે છે; કેટલાક પૈસાને પરણે છે. વિદ્યા પ્રત્યેના માનથી પણ લગ્ન થાય છે. ઉગતી જુવાનીમાં સમજણ ન હોવાથી દેહનું આકર્ષણ પણ ઘણો મોટો ભાગ ભજવે છે. આ સઘળાં લગ્ન બજારુ છે. પ્રેમ—જો જીવનના કોઈપણ ખૂણામાં બેઠો હોય તો—પ્રેમ એ એક જ—લગ્નનો હેતુ હોઈ શકે.

જ્યારે તમે પ્રેમની સૃષ્ટિમાં હો, ત્યારે તમને તમારી જાત બળવાન ને નિર્ભય લાગવી જોઇએ.



પૈસા સાચવવામાં જડતા ચાલે, પણ વાપરવામાં તો સંસ્કારિતા જ જોઈએ.



પ્રેમ એ જીવનવ્યાપી વસ્તુ છે. જીવનથી તમે એને જુદી પાડીને જોઈ ન શકો. એને તમે કાલના બંધનથી પણ બાંધી ન શકો. જેનામાં પ્રેમનો સાચો જરાક પણ અંશ હોય છે, એ માનવની મધુરતા કાંઈ ઑર જ હોય છેઃ પ્રેમની ખરી કસોટી આ છે કે તે બીજામાં પણ પ્રેમ પ્રગટાવે.

પ્રેમ શું છે એ ઘણાને ઘણાં વર્ષો સુધી ખબર પડતી નથી; કેટલાકને તો જીવન આખું ચાલ્યું જાય અને એનો પડછાયો પણ મળતો નથી. યૌવનને આંગણે તો પ્રેમનું એક નાનકડું પુષ્પ જ અર્ધવિકસિત દશામાં મળે છે. જીવનરસાયનથી જે એને પોષે એને એનો પરિમલ મળે.

હિમાદ્રિશૃંગની ઊંચાઈ માટે તમને તમારી જાત ક્ષુલ્લક લાગે તો ભૂલવું ન જોઈએ કે હિમાદ્રિને પણ શિખરઢંક ઢાંકી દે એવા ગહન મહાસાગર પણ પડ્યા છે.





લગ્ન સાચું હોય તો એ ધાર્મિકકરાર કરતાં પણ કાંઈક વધુ છે. એ એક વ્યક્તિ, જાણે, બીજી વ્યક્તિને ઓળખી કાઢે છે ને પછી તો એના વિના જીવન-યાત્રા નિભાવી ન શકે એવી વિરલ અવસ્થા છે. એ વિરલ છે, માટે અશક્ય પણ નથી, અને અસંગત પણ નથી.

ચપટી ચપટી લોટ મેળવી જે બ્રાહ્મણોએ વર્ષોનાંવર્ષો સુધી કેવળ ગરીબીનો વારસો રાખીને, જનસેવા કરી હતી તે 'મિશન' નો પુનરુદ્ધાર કર્યા વિના ઘેરઘેર સંસ્કારિતા પહોંચાડવાનો બીજો કોઈ વધારે સસ્તો રસ્તો આપણે મેળવી શકવાના નથી.

જે માણસ સમય પ્રમાણે બોલી શકે છે ને સમય પ્રમાણે ફરી શકે છે તે માણસ પોતાની ઉન્નતિ તો સાધી શકે છે, અને એ ઉપરાંત, લોકયાત્રામાં પણ અગત્યનું કામ કરે છે; એવી વસ્તુને કુનેહ કે છેતરપીંડી ન ગણતાં વ્યવહારુવિવેક ગણી શકાય.

રજકણ

સ્ત્રીજીવનનો આ મહિમા છે કે નાનામાં નાની વાતને પણ એ પ્રેમ વડે મહાન બનાવી શકે છે.



કેટલીક સ્ત્રીઓ મનોરમ વાદળીઓ જેવી હોય છે. મધુર તરુણ કાલે, નિરભ્ર આકાશમાં ફરતી એકલી વાદળીની જેમ તમને રસથી રંગી દે; ખરેબપોરે તમને છાયાથી છાઈ દે; સંધ્યા સમયે વળી કોઈ અજબ નવદર્શન દઈ તમને સૌન્દર્યથી ભરી દે.

જંગલના કોઈપણ ખરા પ્રેમીને પૂછો—સુંદર ઝરણું, કોઈ વિશાળ વૃક્ષ, છાયાકેડી, બપોરનાં રમણીય સ્થળો, પ્રભાતે મનોહર લાગતી કુંજો, સાંજે શોભી ઊઠતી વનવાટો, ચાંદનીમાં તેજછાયા ભરેલી વનવાટિકાઓ, એ સઘળું એની કલ્પનામાં હશે; જંગલમાં કેવળ જવું આવવું એ તો હરકોઈ જંગલી મનુષ્ય પણ કરી શકે. પણ જંગલમાંથી જે કાંઈજ ન લઈ શકે તે માણસે પોતાને જંગલી ગણવો જોઈએ

સ્ત્રીપુરુષ વચ્ચેનો પ્રેમ પણ આ જંગલપ્રેમ જેવો અદ્‌ભુત અને અનન્ય હોવો જોઈએ. એમાં જીવન-વાટની રમણીય લાગતી પળેપળની સમૃદ્ધિ છલકાઈ જવી જોઈએ. તો જ એ પ્રેમ છે—નહિતર, એ ઠીક હવે, સાથે રહેવાની એક પ્રકારની ટેવ છે.

દરેક જુવાનને વારસામાં પૈસા મળે કે ન મળે એ મહત્ત્વનો પ્રશ્ન નથીઃ વિદ્યા પણ મળે કે ન મળેઃ પણ આ એક વસ્તુ તો એને મળવી જ જોઈએ. સંસ્કારી ગરીબી. આળસુ શ્રીમંતાઇ વારસા તરીકે મળે એ ભયંકર વસ્તુ છેઃ વડકાં કરતી ગરીબી મળે, એ વળી એથી વધારે ભયંકર વસ્તુ છેઃ પણ સંસ્કારી ગરીબી મળે એ એક જ માર્ગ આધ્યાત્મિક છે.



બહિર્ જીવનમાં પુરુષ પરાક્રમી હશેઃ આંતરજીવનમાં તો સ્ત્રીની તુલનામાં એ ઘણો નિર્બળ માલુમ પડયો છે.

માણસ અસાધારણ કાર્ય માટે ન હોય—તો એ તદ્દન સામાન્યકાર્યમાં પણ જો જાતને આંતરગુફામાં મૂકી દે, તો પણ એણે જીવનની સિદ્ધિ તો મેળવી જ ગણાય.

•

કોઈક જ પુરુષ સ્ત્રીના જીવનને સંસ્મરણની મધુર સોનેરી રજથી હમેશને માટે છાઈ દઈ શકે છેઃ એનું કારણ છેઃ કોઈક જ જુવાન, સ્ત્રીને સમજી શકે છેઃ જુવાન, જુવતીને જગાડવાની, જાગ્રત કરવાની, જાગ્રત થવાની, રાહ જોવાની, તાલીમ મેળવી શકયો નથીઃ જીવનકલાનું સ્થાન માલિકીભાવમાં વિનાશ પામ્યું છે.

સાધારણ—સામાન્ય—નાનો શોક, તમને મૂરખ બનાવે છેઃ મહાન શોક જ પ્રજ્ઞા આપે.



મને તો વહેતું ઝરણું, ચાલતાં પાણી, તરંગી જલનિધિ, બોલતાં વન —એ બધાં જ્યારે સાંભરે છે—ત્યારે એક ઘડીભર તો આ સઘળો સ્વાંગ ફેંકી દઈ, એમની સાથે એમના જેવા આકાશી, ધ્યેય વિનાના રખડુ બની જવાનું મન થઈ જાય છે! જાણે મારું લોહી પોતે જ મને બોલાવી રહ્યું હોય—એવો સત્તાવાહી એ અવાજ ઘણી વખત—ઘણી વખત—આવી આવીને બોલાવી જાય છે!

•

માનવને જીવનમાં એક પળ એવી આવે છે જ્યારે એ પોતે પોતાપણું ભૂલી જવા મથે છે. જ્યારે એનો ' હું ' કોઈ ' તું ' ને શોધે છે: એ શરૂઆતની જાતીય-આકર્ષણથી ભરપૂર જીવનપળ છેવટે તો ' હું ' અને ' તું ' ના અલોપમાં પરિણમે છે: જ્યારે આ ' હું ' અને ' તું ' નો ભેદ ભૂંસાઈ જાય છે, જ્યારે એ બન્ને—સ્ત્રી અને પુરુષ—એક બીજાંને એક બીજામાં સમાવી દે છે, ત્યારે ઋતુરાજ વસંત, જેમ કુદરતને નવજીવન આપે છે, તેમ આ પ્રેમ માનવને નવી શક્તિ આપે છે: લગ્ન એ એક રીતે નવું સામર્થ્ય મેળવવાનો મહોત્સવ છે.

સ્ત્રીપુરુષનો પ્રેમ એ સગવડતા કે વ્યવસ્થા કે બુદ્ધિ-પૂર્વકના જીવનવ્યવહારમાંથી જન્મતી વસ્તુ નથી. એનો જન્મ એટલો છાનો છે કે એનામાં કોઈ પ્રકારનું સામર્થ્ય હોય એમ કલ્પી શકાતું નથી: ખરી રીતે એનામાં જ સામર્થ્ય છે.



પ્રેમ એ માનસની સૌન્દર્યશોધના છે. જ્યારે મનુષ્યને સઘળે સુંદરતા લાગવા માંડે, ત્યારે એણે પ્રેમની શોધ કરવી જોઈએ.

રજકણ



તમને કોઈ સ્ત્રીનાં રૂપરંગ આકર્ષે છે, કોઈમાં અજબ મોહિની દેખાય છે, કોઈમાં અતૃપ્ત લાલસાનું પ્રતિબિંબ નજરે પડે છે, કોઈક વળી અદૃશ્ય પિપાસા જગાવે છે, કોઈકનું રૂપ અરૂપ બનીને તમને જગાડે છે, કોઈનો ધીમો મીઠો મંજુ અવાજ સ્પર્શી જાય છે, કોઈનામાં આકર્ષણ ક્યાં છે એ જણાતું નથી, ને આકર્ષ્યા વિના એ રહેતી નથી––પણ કોઈ નારીમાં સુંદર કાવ્યપંક્તિના જેવી અજબ ધ્વનિમય મધુરતા તમે જોઈ? નહિ? ત્યારે તમારું સ્ત્રીનું દર્શન અપૂર્ણ હતું: અથવા સ્ત્રીને જોવાની તમારી પાસે દૃષ્ટિ ન હતી.

સંસ્કારી દૃષ્ટિ વિના સૌન્દર્ય જોવાનો પ્રયત્ન કરવો એ એક પ્રકારની અધમતા છે.

મને તો માનવ, એક જ દેશનો કે એક સ્થળનો બની જાય. એના જેવી કોઈ બીજી જડતા લાગતી નથી. એક જ સ્થળ—એટલે માલિકીપણાનો વિકાસ. દુનિયા આખી તો સરિતાની પેઠે વહેતી હોય! નેપાળનાં બાળકો સ્ત્રીઓ ને પુરુષો, રખડતાં સિલો-

નમાં જતાં હોય, સિલોનનાં વળી કાશ્મીરમાં ફરતાં હોય, તો કાશ્મીરનાં કોણ જાણે ક્યાં મુકામ કરીને પડ્યાં હોય!



દુનિયાઆખી—એનું જે સાચું સ્વરૂપ છે, ધર્મશાળાનું, એ સ્વીકારે તો હજારો વિનાશક પ્રવૃત્તિઓ એની મેળે બંધ થઈ જાય!

અત્યંત રસિલી દૂધચાંદની ક્યારેક નિહાળું છું,ત્યારે મને તો નર્મદાનો કિનારો, આરસના પહાડો, વહેતાં પાણી અને ગંભીર ગહન ઊભેલાં હિમાલયનાં દેવદારનાં જંગલ યાદઆવે છે! કોઈ અત્યંત વિલાસવતી મદભર નારીએ જાણે પોતાનો પાલવ છુટી રીતે પાથરી દીધો હોય,એવી આ રસળતી પડેલી ચાંદની જોઈને—મને તો થાય છે કે અરે! આ ચાંદની કોઈ દિવસ 'છીપજાતી' ન હોય—અને એમાં ફરતાં, ફરવાનો પણ અંત ન હોય!

પ્રેમ, સૌન્દર્યમાં જન્મે, સૌન્દર્યમાં વિકસે અને સૌન્દર્યમાં શમે.

આ સઘળા નાહકના સ્વાંગ ધારણ કરીને, મેં જનમ ભિખારીએ, શું શું ગુમાવ્યું એ તો તમે સાંભળો. જલકુંભ લઈને ઊભેલી સૌન્દર્યની રાણી જેવી કુદરતનો, કેટલો બધો નિરર્થક અમૃતસ્રોત મેં વહી જવા દીધો ! ને બદલામાં મને શું મળ્યું ? થોડાક લીરા ને ફડફડ થઈને ઊડી જાય એવી કીર્તિની પતાકાનાં ચીંથરાં !



નિરર્થક અને નિર્માલ્ય વૃત્તિઓનાં મૃત્યુ શોધવાં એ જીવન શોધનનું પ્રાથમિક સોપાન છે; વૈભવ સુખ, સંપત્તિ, મહત્તા, સત્તા, શોખ, આનંદ, ઉત્સવ એ સઘળાં તો જીવનનાં બહારનાં ઢાંકણ માત્ર છેઃ એ વડે જીવનની સિદ્ધિ કે અસિદ્ધિ કાંઈ ન મપાય; જીવનની સિદ્ધિ કે અસિદ્ધિ તો માણસે કેટલાં મૃત્યુ શોધ્યાં—વૃત્તિઓને કેટલાં મૃત્યુ આપ્યાં—એમાં રહી છે !

ફૂલોનું આ શોકગીત રજનીરાણી ઘણી વખત ગાય છે: ને સવારે તેનાં પડેલાં આંસુ હરિયાળા મેદાનમાં મોતી જેવાં ચળકે છે: ફૂલોનું રુદનગીત તમે સાંભળ્યું છે?—નહિ?—જૂઓ આ રહ્યું એ શોકગીત:



'કેટલી સુંદર એ નિદ્રા હતી! માતા ધરતીનો અમૃતરસ ભર્યો ખોળો અમને વહાલથી હુંફ આપી રહ્યો હતો. પરમ-શાંતિના પ્રદેશમાં—સ્વપ્નભૂમિ જેવી શાંતભૂમિમાં—અમે આનંદ-મગ્ન હતાં. બહાર આવવાની અમને તમન્ના ન હતી. કાંઈ નવું નિહાળવાની ઈચ્છા પણ ન હતી. અમને પૂર્ણ આનંદ હતો.

'પણ પેલા માળીએ જલસિંચન કરીને અમને જાગૃત કર્યાં સોનેરી રૂપેરી કિરણોનો ઝભ્ભો ઓઢીને સૂર્યે અમને ઢંઢોળ્યાં: જલદેવીએ નેત્રમાં જાદુ આંજ્યાં: મરુતે ધીમો સ્પર્શ કરી પ્રેમની પગદંડી રચી: અને અમને અમોલા વસ્ત્રશણગાર સજાવી પૃથ્વી માતાએ બહાર મોકલ્યાં.

'ત્યાંસુધી ઠીક હતું. અમે દુનિયા જોતાં, પક્ષીનાં ગાન સાંભળતાં, મનોહર પતંગિયાની ઘડીભર મૈત્રી કરતાં, કયારેક



ભમરાના ગુંજારવનું અનુકરણ કરતાં, મધમાખનો એકાદ ડંખ પણ સહી લેતાં.'

'પરંતુ એક દિવસ માળીએ અમને સૌને ચૂંટીને માળામાં ગુંથી દીધાં. મંદસ્મિત કરી ચંદ્રકિરણો સાથે મૈત્રી સાધી, અમે એ દુઃખ પણ વિસારી દીધું. પણ હાય રે!—રજનીરાણીએ આંખો મીંચી ન મીંચી–અને અમને ફૂલોને–માતા પૃથ્વીની સુગંધને–પેલી નફ્ફટ વેશ્યાની મદભર જુવાની સાથે રમવાનું ભાગ્ય પ્રાપ્ત થયું; એકાદ લોહી તરસ્યા રાજવીના કંઠને શણગારવાનું મળ્યું; રખડેલ લંપટ જુવાનના હાથમાં ઝીલાઈને મદિરાના છંટકાવ સાથે ઇશ્કની મસ્તીમાં રગદોળાવાનું નશીબ ફળ્યું!

'સ્ટેશનમાંસ્તરના માનપત્રમાં, અને પોસ્ટમાસ્તરની મિજઆનીમાં, મોટાઓની પાર્ટિમાં, ને રંડીના મુજરામાં–અમને ફૂલને એમાંથી બચાવો; એમાંથી બચાવો; જંગલમાં મોકલો કે પૃથ્વીમાં પાછાં દફનાવો. પણ તમારા માનવ બગીચામાંથી દેશવટો આપો.



'રે! માળી! ભાઇ! તેં જલ સિંચન કરી અમને જાગૃત ન કર્યાં હોત! અમને ત્યાં ધરતીના અંતરમાં કેવી સુખરૂપ નિદ્રા આવી ગઈ હતી.

'અથવા તો અમને જંગલમાં અકસ્માત ખીલવા અને અકસ્માત ખરવા રહેવા દીધાં હોત!'

અમને ફૂલોને એ સદ્ભાગ્ય ફળે! અથવા દેશવટો મળે.

અમને ફૂલને–તમારા માનવના બગીચામાંથી –પાછા પૃથ્વીના અંતરમાં જવાનું સદ્ભાગ્ય મળે

અથવા એકાદ 'ગોરી ગોરી' રાધા કે કૃષ્ણના હૃદયનો આશ્રય મળે! કે એકાકી યોગીન્દ્ર શંકરના મસ્તકપર ચંદ્રકિરણમાં બેસી પેલી ભસ્મનો સ્પર્શ કરવા મળે કે કોઇ માનવેન્દ્રનો શરીર શંગાર રચવાનું મળે.



દિલ્હી નગરીના નિદ્રાધીન નાગરિકો! આ દૃશ્ય ફરી ફરીને જોવા નહિ મળે હો! કોઈ જાગતા નથી? પહેરગીરો પણ શાંત છે? આશ્ચર્યમુગ્ધ બનેલા તારાઓ! તમને પણ આવું દૃશ્ય તો એકાદ યુગમાં એકાદ વખત જ જોવા મળે છે નાં? પછીનાં વર્ષોમાં તો એની સ્મૃતિથી જ તમારા મોં પર તેજરેખા દેખાય છે. ખરું કે?

ગુરુ તેગબહાદુરનું શબ છ સાત દિવસ થયાં દિલ્હીની બજારમાં રખડે છે. એ કાંઈ બહુ અફસોસનો વિષય નથી. દરેકે દરેક સિદ્ધાન્તધારીએ પોતાના શબની ચિંતા માતા પૃથ્વીને ચરણે સોંપવાની હોય છે. પણ સાત સાત દિવસ થયાં



શબ રખડે છે, ને ભાર કોનો છે કે–ખડી તલવારની ચોકી-માંથી, ગુરુના શબને ઉઠા-વીને એને અંતિમ ક્રિયા કરવા લઇ જાય? ભાર કોનો છે કે સારી બાદ-શાહીના લશ્કરી આહ્વાનને પડછાયે એક પગલું પણ, એ



કામ કરવા આગળ ધરે? અને આજે એક કંગાલ વૃદ્ધ વણજારો પોતાના જુવાન પુત્ર સાથે ત્યાં ઊભો છે, ગુરુના શબને સંભાળવા—આ અદ્ભુત દશ્ય જોવા દિલ્હીનો એક પણ માણસ જાગતો નથી–એ ખરેખર અફસોસનો વિષય છે. મહાભારતનું અઢાર અક્ષૌહણી સૈન્ય જેના મેદાનમાં હતું ન હતું થઈ ગયું એ દિલ્હી નગરીને પણ આ વૃદ્ધ કંગાલ વણજારા લખીની તેજમૂર્તિ અપરિચિત છે.

ગુરુએ મૃત્યુ માટે પ્રયાણ કરતાં પહેલાં પોતાના દૂધમલ પુત્રને કહ્યું હતું: ‘ હવે ગુરુપદ તારે સાચવવાનું છે. મને મૃત્યુનો શોક નથી, ભય પણ નથી. તું એ પદને વીરની માફક સાચવજે. મૃત્યુ તો ખટકતું નથી, પણ મૃત્યુ પછી શબની દુર્દશા



થાય—એ ઘા આકરો લાગે ખરો. મૃત્યુ તો સૌને આવે છે; પણ શબ તો રખડે છે, કેવળ વીર્યહીન પ્રજા હોય તેનું જ.'

અને એ શબ્દોના ભણકારથી નિત્યજાગૃત હોય એવા, દૂધ હજી જેના હોઠ ઉપરથી સૂકાયું નથી તેવા, કુમળી વયના, ગુરુ ગોવિંદે, પિતાનું મૃત્યુ અને શબની દુર્દશા સાંભળતાં જ, એકલે હાથે, એકાકી, દિલ્હીની ભર બજારમાંથી, ખડીસમશેરની ચોકીમાંથી, પિતાનું શબ અમૃતસર લાવવા, મુસાફરી શરૂ કરીઃ એ ક લે પં ડે. એ વખતે મધરાત હતી.

પણ જ્યારે મધરાતે માણસ એકલો મુસાફરી શરૂ કરે છે—ફના થઈ જવાનો સિદ્ધાંત હાથમાં રાખીને—ત્યારે ઈશ્વરને નિદ્રા નથી આવતી. રસ્તે જતાં, વૃદ્ધ વણજારો લખી પોતાના જુવાન પુત્ર સાથે, ગાડું લઈને આવતો સામે મળ્યો. ગુરુને ઓળખ્યા. ચરણમાં પડયો. ગુરુનો સંકલ્પ જાણ્યો. લખીનું અંતઃકરણ અગ્નિનો રસ પીધો હોય તેવું જ્વલંત બની ગયું. ગુરુને પાછા ફરવા—ફના થઈ



જવાના, મૃત્યુના મોંમાં જવાના માર્ગથી પાછા ફરવા–વિનતી કરી. 'તમે નહિ, મને જવા દો. ગુરુજી ! મને જવા દો. મારો હિસાબ નથી. તમે લાખો માણસોને તેજધારા પાઈ શકશો. હું જઈશ.'

વૃદ્ધ લખી ગુરુના માર્ગમાંથી ખસ્યો જ નહિ. ગુરુ ગોવિંદ ખિન્ન હૃદયે પાછા ફર્યા. અને વણજારો પોતાના જુવાન પુત્ર સાથે દિલ્હીને પંથે પડયો.

આજ એ વૃદ્ધ વણજારો દિલ્હીની બજારમાં ઊભો છે અને એનો જુવાન પુત્ર પણ એની સાથે છે.

ગુરુનું શબ લઈ લીધા પછી–એક પણ હરફ બોલ્યા વિના–પિતાપુત્રની આંખો સામસામે જાણે મળી–એક ક્ષણને માટે.



ગુરુનું શબ લઈ લીધા પછી–એ ખાલી જગ્યામાં કોણ સૂશે ? પહેરગીરોને બીજે દિવસે પણ ભૂલાવામાં રાખવા માટે ગુરુની જગ્યા કોણ લેશે ? એમ ભુલાવામાં ન



રાખે તો તો તરત તપાસ થાય ને ગુરુનું શબ અમૃતસર કેવી રીતે પહોંચે?

વૃદ્ધ પિતા બોલે છેઃ 'તું નહિ, બેટા, તારે મૃત્યુ ન હોય; તારે હજી જીંદગીનો રસ લેવો છે; તું જુવાન છે. હું વૃદ્ધ છું.'

પુત્ર જવાબ વાળે છેઃ 'ના પિતા, તમે નહિ હું, એ તો મારો જ હક્ક છે.

'હું બેટા! હું, હું વૃદ્ધ; તું નહિ.'

'ના પિતા! હું, હું તમારી ચરણરજ!'

—અને આ સંવાદ વધુ વખત ચાલે તો તો કર્યું કારવ્યું ધૂળ મળે નાં?—દરેક ક્ષણ મૂલ્યવાન હતી. દલીલનો વખત ન હતો. લાગણી બતાવવાનો સમય ન હતો. ખોટી થવું ભયંકર હતું. વાત વધારવી એ



આપઘાત સમાન હતું. અજેય સ્મિત સાથે એક ક્ષણમાં લખીનું કિરપાણ હવામાં ઉંચે ઉછળ્યું. અને 'વાહ ! ગુરુ વાહ !' એવી અમર બાની સાથે છાતીમાં જડાઈ ગયું ને વૃદ્ધ પિતા ત્યાં ઢળી પડયો—છેલ્લી મીઠી નજરે જુવાન પુત્રને નિહાળતો, આશીર્વાદ દેતો.

પિતાના શબને ગુરુનું વસ્ત્ર ઓઢાડી—મહામોલું ગુરુનું શબ લઈ, આંસુભરી ભીની આંખે જુવાન પુત્ર, પછી ત્યાંથી ચાલી નીકળ્યો. એની આંખમાંથી હર્ષનાં અને શોકનાં આંસુ વહી રહ્યાં હતાં !

દિલ્હી નગરીના નિદ્રાધીન લોકો ! આ દૃશ્ય ફરી ફરીને જોવા નહિ મળે હો ! કોઇક જાગો ! કોઇક બડભાગી તો જાગો !

